"The First Principles of The Oracles of God"

FOR

# YOUNG PEOPLE.

# "દેવના વચનના મૂળ તત્વો"

જુવાનોને વાસ્તે.

**સવાલ તથા જવાબના આકારમાં**

રોમન ઉર્દુમાં મેજર એસ. એલ. જેકબસાહેબે
આ પુસ્તક રચ્યું અને તેનો તરજુમો
ગુજરાતી ભાષામાં કરી
છપાવી પ્રસિદ્ધ કરનાર
**સદ્દગુણ દેસાઇભાઇ દેસાઇ.**

ઈ. સ. ૧૯૦૦
પ્રત ૧૦૦૦

**અમદાવાદ.**

યુનાઇટેડ પ્રિન્ટીંગ એન્ડ જનરલ એજન્સી
કંપની "લિમિટેડ" ના પ્રેસમાં
**રણછોડલાલ ગંગારામે છાપ્યા.**

કિંમત ૧।। આનો.

*"The First Principles of The Oracles of God"*

FOR

# YOUNG PEOPLE.

## "દેવના વચનના મૂળ તત્વો"

જુવાનોને વાસ્તે.

**સવાલ તથા જવાબના આકારમાં**

રોમન ઉર્દુમાં મેજર એસ. એલ. જેકબસાહેબે

આ પુસ્તક રચ્યું અને તેનો તરજુમો

ગુજરાતી ભાષામાં કરી

છપાવી પ્રસિદ્ધ કરનાર

**સદ્‍ગુણ દેસાઇભાઇ દેસાઇ.**


ઈ. સ. ૧૯૦૦

પ્રત ૧૦૦૦

**અમદાવાદ.**

યુનાઇટેડ પ્રિન્ટીંગ એન્ડ જનરલ એજન્સી

કંપની " લિમિટેડ " ના પ્રેસમાં

**રણછોડલાલ ગંગારામે છાપ્યા.**

કિંમત ૧।। આનો.

# સાંકળિયું.



પૃષ્ઠ.

# "દેવના વચનના મૂળતત્વો"

## જુવાનોને વાસ્તે.

### દેવ.

૧ સવાલ. દેવ કોણ છે ?

જવાબ. દેવ ઉત્પન્ન કર્ત્તા છે. સર્વ કંઈ તેણે ઉત્પન્ન કર્યું છે. તે અનાદિકાળથી છે, તેનો કદિ આરંભ થયો નથી. તે આત્મા છે અને આપણા જોવામાં નથી આવતો, તેની મરજી નથી કે આપણે તેની મૂર્તિ બનાવીને તેને પૂજીએ.

૨ સ. દેવના ગુણ કયા છે ?

જ. દેવ અજવાળું છે અને તેનાથીજ સર્વ કંઈ પ્રગટ થાય છે. દેવ પ્રીતિ છે એટલે તે સર્વ પર પ્રીતિ રાખે છે. દેવ પવિત્ર છે અને તે ભુંડાઈપર કંટાળો રાખે છે; તે ઈનસાફી છે માટે સર્વનો ઈનસાફ કરશે. તે સર્વ વ્યાપક અને સર્વ શક્તિવાન છે અને સર્વ કંઈ તે પોતાની મરજી પ્રમાણે કરે છે. ભવિષ્યમાં જે કંઈ થનાર છે તે સર્વ તે જાણે છે.

૩ સ. દેવ કેટલા છે ?

જ. દેવ એકજ છે. પરંતુ જેમ મન, શરીર અને આત્મા મળીને એક માણુસ છે તેમ બાપ પુત્ર તથા પવિત્રાત્મા એ એકજ દેવ છે.

## પુરૂષ.

૪ સ. પુરૂષ એ કોણ છે ?

જ. પુરૂષ એ એક પ્રાણી છે જેને દેવે પેદા કર્યો. દેવે પુરૂષને પેદા કરી તેનું નામ આદમ પાડયું. તે એદનવાડીમાં રેહેતો હતો અને સર્વ જમીન અને જાનવર તેના હાથ નીચે હતાં. વળી દેવે તેના પર મોટી નીદ્રા આણી તેની પાંસળીમાંથી એક સ્ત્રી બનાવી અને તેનું નામ હવા પાડયું. જે સર્વ લોક હાલ છે તે આ બેનો વંશ છે. સર્વ માણુસો આદમપુત્રો કહેવાય છે.

૫ સ. શું દેવે જુદી જુદી નાત બનાવી છે ?

જ. બીલકુલ નહિ. દેવે સર્વ માણુસોને એકજ જાતનાં બનાવ્યાં છે, પ્રેરિ. ૧૭, ૨૬, નાતજાત માનવી એ ઘણી ખરાબ વાત છે.

૬ સ. જ્યારે દેવે આદમને બનાવ્યો ત્યારે શું તેમાં કંઈ પાપ હતું ?

જ. બીલકુલ નહિ, તે વખતે આદમમાં કંઈ ભુંડાઈ ન હતી. તે તથા તેની સ્ત્રી બલા ભુંડાથી વાકેફ ન હતાં.

૭ સ. ભુંડાઈ ક્યાંથી આવી ?

જ. દેવે આદમને હુકમ આપ્યો કે વાડીમાંના હરેક ઝાડપરનું ફળ તું ખા, પણ ભલું ભુંડું જાણુવાના

ઝાડ પરનું ન ખા, કેમકે જે દીવસે તુ તે ખાશે તે દીવસે તું મરશેજ મરશે. પણ આદમે આ હુકમ માન્યો નહિ. શેતાને હવાને ભુલાવી, અને આદમે પણ હવાના કહેવાથી તે ફળ ખાધું. પછી દેવે તે બન્નેને વાડીમાંથી દૂર કર્યા અને જમીન તેમના કારણથી શ્રાપિત થઈ. તેઓ અને તેઓનો સર્વ વંશ પાપી થયો.

૮ સ. આ અણકહાગરાપણાથી બીજા શા પરિણામ થયા?

જ. એના કારણથી મોત, મંદવાડ અને દુઃખ દુનિયામાં આવ્યાં; જો આદમ પાપ ન કરત તો આવા પરિણામ કદી ન નિપજત.

૯ સ. શું દેવને આગળથી માલમ હતું કે આદમ હુકમ તોડશે?

જ. નિસંદેહ દેવને આ વાત માલમ હતી પણ દેવે એ પાપ તેની પાસે નહિ કરાવ્યું. દેવ કદી કોઇની પાસે ભુંડું કામ નથી કરાવતો, પરંતુ આ ભુંડાઈ તેણે થવા દીધી એ માટે કે ભુંડાઇમાંથી તે ભલાઈ કહાડે.

૧૦ સ. આદમીમાં કઈ વાતો મળી આવે છે?

જ. આદમીમાં ત્રણ વાતો મળી આવે છે એટલે શરીર આત્મા અને મન.

## પાપ.

૧૧ સ. પાપ એટલે શું ?

જ. જરૂર છે કે માણસ પોતાની મરજી પ્રમાણે નહિ પણ પોતાના કર્ત્તાની મરજી પ્રમાણે ચાલે નિયમ વગર એટલે પોતાની મરજી પ્રમાણે ચાલવું એજ પાપ છે.

૧૨ સ. પાપ તથા નિયમ ભંગનમાં શો ફરક છે ?

જ. જ્યારે કોઈ માણસ કોઈ ખાસ હુકમ તોડે છે ત્યારે એ નિયમ ભંગન છે; પણ જ્યારે કોઈ દેવની મરજી પ્રમાણે નહિ પણ પોતાની મરજી પ્રમાણે ચાલે છે ત્યારે તે પાપ છે.

૧૩ સ. પાપનું ફળ શું છે ?

જ. આ દુનિયામાં પાપનું ફળ મરણ છે અને ત્યાર પછી ઈનસાફ. ઈનસાફને દીવસે જેઓ પર પાપ સાબીત થશે તેઓ નરકમાં નખાશે.

૧૪ સ. જો આદમ પાપ ન કરત તો શું તે કદિ મરત ?

જ. ના કદિ ન મરત.

## શેતાન.

૧૫ સ. શેતાન કોણ છે ?

જ. શેતાન પેહેલો પવિત્ર દુત હતો પણ અભિમાની થઇને તે દેવની આગળ બંડખોર થયો.

૧૬ સ. તેણે આદમ તથા હવાને કેમ ભટકાવ્યાં?
જ. તે પંડે દેવની મરજી પ્રમાણે ચાલવા ચાહતો ન હતો અને એ પણ ચાહતો નહોતો કે કોઈ પણ તેની મરજી પ્રમાણે ચાલે, તે માટે તેણે તેઓને ભટકાવ્યાં.

૧૭ સ. શું તે હાલ માણસોને ભટકાવે છે?
જ. હા તે અને ઘણાં ભૂત જે તેને તાબે છે તેઓ વારંવાર માણસોને ભટકાવે છે.

૧૮ સ. છેલ્લે તેમનો શો હાલ થશે?
જ. છેલ્લે તેઓ નરક એટલે અગ્નિ કુંડમાં નંખાશે અને સદાકાળના દુઃખમાં રહેશે.

૧૯ સ. શું કોઈ માણસ છે કે જેણે કદિ શેતાનની વાતો ન માની હોય?
જ, કોઈ નથી, જેટલા આદમ પુત્રો છે તે સર્વેએ થોડી કે વધારે શેતાનની વાતો માની છે.

## આદમ પુત્રોની અજમાએશ.

૨૦ સ. એદન વાડીમાંથી આદમ કહાડી મુકવામાં આવ્યો ત્યાર પછી આદમ પુત્રોનો શો હાલ થયો?
જ. આદમ પુત્રો ભલા થશે કે નહિ એ જાણવાને દેવે ચાર હજાર વરસ સુધી તેમની અજમાએશ કરી.

૨૧ સ. દેવે શી રીતે તેમની અજમાએશ કરી ?

જ. પ્રથમ દેવે તેમને જેમ હતા તેમજ રહેવા દીધા પરંતુ તેઓએ એટલાં ખુન અને એટલો વ્યભિચાર કર્યો કે દેવ તેઓનું સહન કરી શક્યો નહિ માટે તેણે એક મોટી રેલ મોકલી આઠ માણુસ સિવાય સર્વેનો નાશ કર્યો.

૨૨ સ. એ આઠ માણુસ કોણ હતાં ?

જ. નુહ કરીને એક માણુસ હતો; દેવે તેને એક વહાણુ બનાવવાનો હુકમ આપ્યો જેમાં તે તથા તેની સ્ત્રી તથા તેના ત્રણુ દીકરા અને ત્રણુ દીકરાઓની ત્રણુ વહુઓ તથા હર પ્રકારનાં જાનવર દાખલ થયાં. નુહના વંશથી પૃથ્વી ફરી આબાદ થઈ અને દેવે નુહને અધિકાર ચલાવવાનો તથા જે કોઈ ખુન કરે તેને જીવથી મારી નાખવાનો હુકમ આપ્યો.

૨૩ સ. પછી શી હાલત થઈ ?

જ. મનુષ્યનો હાલ કંઈ સારો ન થયો. દેવે તેમને હુકમ આપ્યો કે પૃથ્વીને ભરો પણુ તેને વિરૂદ્ધ તેઓએ એક જગ્યાએ રહેવાને એક શેહેર તથા એક બુરજ બાંધવાનું કામ શરૂ કર્યું. એ પર દેવે તેમની બોલી બદલી નાખી જેથી તેઓ એક બીજાની બોલી સમજી શક્યા નહિ અને આખી પૃથ્વીપર વેરાઈ ગયા.

૨૪ સ. શું આ શીખામણથી બોધ લઇને તેઓ દેવની વાત માનવા લાગ્યા ?

જ. ના, તેઓ વધારે અણકહાગરા થયા અને મૂર્તિપૂજક થઈ ગયા.

૨૫ સ. પછી દેવે શું કર્યું ?

જ. દેવે ઇબ્રાહીમને પસંદ કર્યો અને તેના વંશમાંથી પોતાને વાસ્તે એક ખાસ લોક ઉત્પન્ન કર્યા. એ ખાસ લોકનું નામ ઇસ્રાએલ પુત્રો કહેવાય છે. મહાભારત ચમત્કારો કરી દેવે તેઓને મીસર દેશમાંથી કહાડ્યા અને તે તેઓને રાનમાં થઇને કનાન દેશની તરફ લઈ ગયો, રાનમાં તેણે તેઓને કાયદા એટલે પોતાનું નિયમ શાસ્ત્ર આપ્યું અને તેઓએ સર્વ હુકમ પાળવાનું વચન આપ્યું. જો કે તેઓએ વચન આપ્યું તો પણ તેઓએ તે વચન ના પાળ્યું પણ તેને વિરૂદ્ધ એક મૂર્તિ બનાવી તેને પૂજવા લાગ્યા. મુસાની મધ્યસ્થીથી તેઓ બચી ગયા પણ પોતાના અણકહાગરા પણાના કારણથી તેઓ સર્વ બે માણુસ સિવાય રાનમાં મરણ પામ્યા અને તેઓનાં છોકરાં ઉત્તમ મુલક કનાન દેશમાં જઈ વસ્યાં.

૨૬ સ. કનાન દેશમાં તેઓનો શો હાલ થયો?

જ. તેઓનો હાલ કંઇ સારો ન થયો. દેવે તેમને હુકમ આપ્યો કે મૂર્ત્તિપૂજા ન કરો, માત્ર એકજ દેવને માનો પણ તેઓ અનેક પ્રકારની મૂર્તિપૂજા કરવા લાગ્યા. દેવે તેમને હુકમ આપ્યો કે વિદેશી લોકોની જોડે લગ્ન ન કરો અને તેમની સાથે ન રહો પણ તેઓ તેમની જોડે લગ્ન કરવા લાગ્યા અને રહેવા પણ લાગ્યા. દેવે હુકમ કર્યો કે એકજ મકાન બનાવવામાં આવે કે જ્યાં સર્વ લોક ભજનને વાસ્તે ભેગા થાય પણ તેઓએ જુદાં જુદાં મકાન બનાવ્યાં. ઘણા દિવસ લગી દેવે તેનું સહન કર્યું અને તેમની શીખામણને વાસ્તે તેણે તેઓમાં ભવિષ્યવાદીઓને મોકલ્યા પણ તેથી કંઈ ફાયદો થયો નહિ. તેઓએ તે ભવિષ્યવાદીઓની વાત ન માની. આખરે દેવે વિદેશી રાજાઓને મોકલી તેઓનો દેશ ઉજાડ કરાવ્યો અને તેઓ બંધિવાન થઈ બાબીલોનમાં લઇ જવાયા.

સીતેર વરસ પછી દેવની કૃપાથી ઇસ્રાઇલ પુત્રોમાંના કેટલાક પાછા આવ્યા અને તેઓનો મુલક ફરી આબાદ થયો. જાહેર રીતે પેહેલાંના કરતાં તેઓની હાલત કંઈ સારી થઈ પણ ખરૂં જોતાં તેઓનાં મન હરેક પ્રકારના લોભ તથા ભુંડાઇથી ભરપુર હતાં.

૨૭ સ. ફરી દેવે બીજો શો ઉપાય કર્યો ?

જ. એકજ ઉપાય બાકી રહ્યો હતો. દેવે કહ્યું કે હું મારા પુત્રને મોકલીશ. કદાસ તેઓ મારા પુત્રથી દબશે.

૨૮ સ. દેવનો પુત્ર કોણ છે ?

જ. જે સર્વ શક્તિવાન દેવ છે તેજ દેવનો પુત્ર છે પણ આદમીનો બચાવ કરવાને તે માણસ થયો અને તેનું નામ ઇશુ ખ્રીસ્ત રાખવામાં આવ્યું.

## પ્રભુ ઇશુ ખ્રીસ્ત.

૨૯ સ. ઇશુ ખ્રીસ્ત વિશે થોડું વર્ણન કરો.

જ. દેવ બાપની મરજી હતી કે ઇશુ ખ્રીસ્ત આવે એટલુંજ નહિ પણ જગતની ઉત્પતિથી પ્રથમ ઇસુ ખ્રીસ્તના આ દુનિયામાં આવવા વિશેની વાત મુકરર થઈ હતી. જે વખતે આદમે પાપ કર્યું તેજ વખતે દેવે કહ્યું કે સ્ત્રીનું સંતાન શેતાનનો નાશ કરશે, વળી આદમથી માંડીને ઇશુ ખ્રીસ્તના આવવા સુધી ઘણા ભવિષ્યવાદીઓએ તેના વિશે ભવિષ્ય ભાખ્યાં અને તેની શી હાલત થશે તે વિશે ઘણી વાતો કહી. ભવિષ્યવાદીઓ ખ્રીસ્તના નોકર હતા. તેઓ પણ પાપી હતા પરંતુ દેવના આત્માએ કરીને તેઓ ભવિષ્ય કહેતા અને લોકોને શીખામણ દેતા.

પ્રભુ ઈશુ ખ્રીસ્ત મરીયમ કરીને એક કુંવારીને પેટ જ નમ્યો તેને કોઈ દુનિયાઈ બાપ ન હતો. તે સ્ત્રીથી જન્મ્યો એ માટે કે તે માણસ બને. માણસથી પાપ આ દુનિયામાં આવ્યું અને જરૂર હતી કે માણસથી તેનો ઉપાય થાય માટે તે સ્ત્રીથી પેદા થયો; પરંતુ કોઈ માણસ તેનો બાપ ન હતો એ માટે કે તેની જાતમાં કોઈ પ્રકારનો ડાઘ કે પાપ ના હોય.

ઈશુ ખ્રીસ્ત યુસફના ઘરમાં ઉછેરવામાં આવ્યો. યુસફ દાવુદ રાજાના કુળનો હતો, તે સુથારનો ધંધો કરતો હતો અને મરીયમ જોડે તેનું લગ્ન થએલું હતું. પ્રભુ આ બન્નેને આધિન રહ્યા.

જ્યારે પ્રભુ ઈશુ ખ્રીસ્ત ત્રીસ વરસનો થયો ત્યારે યોહાન બાપ્તિસ્મા કરનારના હાથથી તેણે બાપ્તિસ્મા લીધું, બાપ્તિસ્મા લેવાની એને કંઈ જરૂર ન હતી પણ તે બાપ્તિસ્મા પામ્યો એ માટે કે તે આપણે વાસ્તે નમુનો થાય.

બાપ્તિસ્મા પામ્યા પછી તે રાનમાં ગયો એ માટે કે શેતાનથી તેનું પરિક્ષણ થાય. ચાલીસ દીવસ સુધી તેણે ઉપવાસ કર્યો અને શેતાને તેનું ભારે પરિક્ષણ કર્યું પણ તેમાં કંઈ શેતાનનું વળ્યું નહિ. પ્રભુએ શેતાનની કોઈ વાત માની નહિ.

એ પછી તે ઉપદેશ તથા ચમત્કારો કરવા લાગ્યો. તેનો ઉપદેશ એવો હતો કે જેવો બીજા કોઇએ કર્યો ન હતો

અને તેના ચમત્કારો પણ મહા ભારત હતા, આંધળા દેખતા થતા હતા, બેહેરા સાંભળતા થતા હતા, મુંગા બોલતા થતા હતા; કહોડીઆ શુદ્ધ થતા હતા, મુએલાઓ જીવતા કરવામાં આવતા હતા. બીમાર સાજા થતા હતા, ભૂત કહાડવામાં આવતા હતાં, વળી તેણે પોતાના શિષ્યોને પણ ચમત્કારો કરવાનો અધિકાર આપ્યો હતો.

તે બિલકુલ ગરીબ રહ્યો, તેને માથું મુકવાની જગ્યા ન હતી. તે ગરીબ લોકોની સાથે રહેતો હતો અને જે લોક ઢેડ ચામડીઆના જેવા ગણાતા હતા તેમની સંગાતે તે ખાતો પીતો હતો. તે વખતના ધર્મના ઉપદેશકો તેના પર બહુ નાખુશ રહેતા હતા; તેણે તેઓની ખુસામદ ન કરી પણ એઓનાં કપટ તેણે લોકોને જાહેર કર્યાં માટે તેઓ તેના પર દુષ્મની રાખતા હતા અને હર વખત તેને મારવાની તદબીર કરતા હતા.

પ્રભુ વારંવાર પોતાના શિષ્યોને કેહેતો હતો કે હું યરૂસાલેમમાં જઈશ અને યહુદીલોક મને પકડીને વિદેશાઓના હાથમાં સોંપશે અને તેઓ મને મારી નાખશે પણ હું ત્રીજે દિવસે પાછો ઉઠીશ. શિષ્યોએ આ વાત ન માની. તેઓ એમ સમજતા હતા કે અમારો પ્રભુ કદિ નહિ મરશે પરંતુ જેમ તેણે કહ્યું હતું તેમજ થયું. યહુદી લોકોએ તેને પકડી રૂમી લોકના હાથમાં સોંપ્યો અને તેને વિરૂદ્ધ જુઠી સાક્ષી પૂરી તેને મારી નંખાવ્યો. વધસ્તંભ

પર તેના હાથ અને પગમાં મોટા મોટા ખીલા જડવામાં આવ્યા અને તે તે પર ઉંચો કરવામાં આવ્યો. તેની જમણી અને ડાબી બાજુએ પણ એક એક ચોર જડવામાં આવ્યો યહુદી લોકોએ હર પ્રકારે તેની બેઆબરૂ કરી. બાર વાગ્યાથી તે ત્રણ વાગ્યા સુધી બિલકુલ અંધારૂં રહ્યું અને ઇશુએ મોટા અવાજથી બુમ પાડી કે ઓ મારા દેવ, ઓ મારા દેવ તેં મને કેમ છોડી દીધો છે. એ પછી તેણે પોતાનો પ્રાણ છોડયો અને મરણ પામ્યો. સિપાઇઓએ તેની લાશને વધસ્તંભ પરથી ઉતારી, અને એક સિપાઇએ તેની કુંખમાં ભાલો માર્યો એટલે એકદમ તેમાંથી લોહી અને પાણી નીકળ્યાં. પછી તે દાટવામાં આવ્યો. યહુદીઓએ તેની કબરપર મોહોર કરી અને પેહેરો બેસાડીને કબરની ચોકી કરી, ત્રીજે દિવસ જે અઠવાડીઆનો પેહેલો દીવસ હતો તે દીવસે ખ્રીસ્ત મરી ગએલામાંથી જીવતો થયો અને ચાળીસ દીવસ સુધી પોતાના શિષ્યોની સાથે રહ્યો કે કોઈ પ્રકારે તેના પુન્રૂત્થાન વિશે શક ના રહે. એક દીવસે તેણે કહ્યું કે એમ લખ્યું છે અને એમ થવાની જરૂર હતી કે ખ્રીસ્ત દુ:ખ સહે અને ત્રીજે દીવસે મરીગએલાઓમાંથી પાછો ઉઠે; અને યરૂસાલેમથી માંડીને સર્વ લોકોમાં તેના નામથી પસ્તાવા તથા પાપની માફીનો ઉપદેશ કરવામાં આવે અને તમે આ વાતોના સાક્ષી છો. અને મારા બાપે જેતું

વચન તમને આપ્યું છે તેને હું તમારે વાસ્તે મોકલી દઇશ, પરંતુ જ્યાં લગી તમને આકાશથી બળ ના મળે ત્યાં લગી એ યરૂશાલેમ શહેરમાં રહો. પછી તે તેઓને ત્યાંથી બેથાનીઆ સુધી લઇ ગયો અને પોતાના હાથ ઊંચા કરીને તેમને આશીર્વાદ દીધો અને એમ થયું કે જ્યારે તે તેમને આશીર્વાદ દેતો હતો ત્યારે તે તેઓથી જુદો પડયો અને આકાશમાં ચાલ્યો ગયો. તે વખતથી આજ સુધી તે દેવને જમણે હાથે બેઠેલો છે.

૩૦ સ. શું પ્રભુ ઇશુ ખ્રીસ્ત ફરી આવશે ?

જ. હા, નિસંદેહ તે આવશે. તે પેહેલો આવશે ત્યારે તેના લોકો તેને મળવાને વાસ્તે હવામાં ચડશે. જેઓ મરી ગયેલા છે તેઓ જીવતા થશે અને જેઓ જીવતા છે તેઓ બદલાઈ જશે અને તેઓ સર્વ હમેશાં તેની સંગાતે રહેશે.

ત્યાર પછી તે જમીન પર આવશે અને પોતાના દુશ્મનોનો નાશ કરી રાજ્ય કરશે.

૩૧ સ. પ્રભુ બીજી વખત કયારે આવશે ?

જ. કંઈ ખબર નથી કે તે ક્યારે આવશે; તેણે કહ્યું છે કે તમારી કમ્મરો બાંધેલી તથા દીવા સળગેલા રાખો. ને જે માણસો પોતાના ધણીની વાટ જુએ છે કે વિવાહમાંથી તે ક્યારે પાછો આવશે, એ માટે કે તે આવીને ઠોકે એટલે

તેઓ તત્કાળ તેને સારૂ ઉઘાડે, તેઓના જેવા તમે થાઓ. જે દાસોનો ધણી આવીને તેઓને જાગરૂત જોશે તેઓને ધન્ય છે, જો કે કંઇ ખબર નથી કે પ્રભુ કઈ વખતે આવશે પરંતુ ઘણી નીશાણીઓ માલુમ પડે છે કે હવે તેનું આવવું પાસે છે.

## તારણ.

૩૨ સ. પ્રભુ ઇશુ ખ્રીસ્ત કેમ મરણ પામ્યો ?

જ. તે મરણ પામ્યો એ માટે કે તેથી દેવનો મહિમા થાય અને પાપીઓ તારણ પામે.

૩૩ સ. તારણ એટલે શું ?

જ. જેટલા આદમ પુત્રો છે તેટલા બધા પાપી છે. તેઓ દેવથી ફરી જઈ તેના દુસ્મન થયા છે. તેઓ દેવના માર્ગપર નથી ચાલતા અને દુઃખની સજાને લાયક થઈ ગયા છે. તારણનો એ અર્થ છે કે દુસ્મનીની જગ્યાએ મેળાપ થાય, મોતને બદલે જીંદગી મળે, અંધારાની જગ્યાએ અજવાળું થાય અને શ્રાપની જગ્યાએ આશીર્વાદ મળે. જેને તારણ મળ્યું છે તેનાં સર્વ પાપ માફ થયાં છે, દેવે તેને કબુલ કર્યો છે, અનંત જીવન તેનું છે, તેને નવુ મન મળ્યું છે, પવિ-

આત્મા તેને આપવામાં આવ્યો છે અને દેવ તેનો બાપ થયો છે. આ જગતમાં દેવ તેને સંભાળશે અને છેલ્લે તે હમેશાં સ્વર્ગમાં વસશે.

૩૪ સ. તારણ કોને મળે છે?

જ. જો કોઈ પોતાનાં પાપ કબુલ કરશે અને તેઓને વાસ્તે પસ્તાવો કરી પ્રભુ ઇશુખ્રીસ્તપર વિશ્વાસ કરશે તો તે તારણ પામશે.

૩૫ સ. શું કોઈ બીજો રસ્તો તારણનો નથી?

જ. નહિ, બિલકુલ નહિ. દેવે ઇનસાફનો રસ્તો ઠરાવ્યો છે કે પાપી માણસ મરણ પામે અને પોતાનાં પાપની સજા સહે. સર્વ કોઈ પાપી છે માટે કરણીથી કોઈ માણસ તારણ પામી શકે તેમ છેજ નહિ. માણસ અથવા દુત કોઇને બચાવી શકે નહિ. માત્ર પાપીઓને એજ બચાવી શકે છે કે જે દેવ છતાં માણસ થયો, પાપીઓને વાસ્તે જેણે પોતાનો જીવ આપ્યો અને જ્યારે પાપીની જગ્યા લીધી ત્યારે જેને દેવે છોડી દીધો.

૩૬ સ. ખ્રીસ્તના મરણ પેહેલાં પાપીઓ શી રીતે તારણ પામતા હતા?

જ. જે લોકો પોતાનાં પાપ કબુલ કરી એવો વિશ્વાસ કરતા હતા કે દેવ કોઇને મોકલી અમારાં

પાપોનું પ્રાયશ્ચિત કરશે તેઓને દેવે કબુલ કર્યા પરંતુ હાલ જે પ્રમાણે તારણના આશીર્વાદો જાહેર થયા છે તે પ્રપાણે તે વખતે જાહેર નહોતા થયા.

૩૭ સ. મુસલમાન લોક એવું માને છે કે ઇશુ ખ્રીસ્ત પેગંબર છે. શું એવા વિશ્વાસથી તારણ મળી શકે છે?

જ. કદિ નહિ. પેગંબર કોઇને બચાવી શકતો નથી જો પ્રભુ ઇશુ ખ્રીસ્ત દેવ ન હોત તો તે કોઇને બચાવી શકત નહિ અને જો તે માણસ થઈ મરણ ન પામત તોપણ પાપીઓ ન બચત.

૩૮ સ. એ કેમ કરીને હોઈ શકે કે તે દેવ હોય અને માણસ પણ હોય?

જ. આ એક મર્મ છે જેને કોઈ માણસ સમજી શકતો નથી.

## પસ્તાવો.

૩૯ સ. પસ્તાવો એટલે શું?

જ. પસ્તાવો એટલે પાપના કારણથી પોતાપર કંટાળો આણવો, બધા લોકો શિક્ષાથી બીહે છે પણ એ પસ્તાવો નથી. જે ખરો પસ્તાવો કરે છે તેને સજાની ફીકર નથી પડી પણ પા-

પને લીધે તે ફીકરમાં છે. તે જાણે છે કે મારાં સર્વે કામ નાપાક છે અને કોઈ પ્રકારે હું દેવની હજુર જવા લાયક નથી. પાપ કરતા રહેવાની તેની મરજી નથી.

જ્યારે કોઈ ભુંડો માણસ પોતાની ભુંડાઈમાં પકડાય છે ત્યારે તે ઘણું કરીને એમ કહે છે કે મને માફ કરો, હું પસ્તાવો કરૂંછું. પણ તેની મતલબ પાપને કંટાળવાની નથી, માત્ર તે સજાથી છુટી જવા ચાહે છે. આવો પસ્તાવો જુઠો પસ્તાવો છે. એવો પસ્તાવો કરવાથી કંઈ ફાયદો થશે નહિ.

જે ખરો પસ્તાવો કરે છે તે કહે છે કે જો દેવ મને નરકમાં નાખશે તો તે બિલકુલ ઈનસાફ પ્રમાણે છે કેમકે હું નરકને લાયકછું.

## વિશ્વાસ.

૪૦ સ. પ્રભુ ઈશુ ખ્રીસ્તપર વિશ્વાસ કરવો એટલે શું?

જ. જે પ્રભુ ઈશુ ખ્રીસ્તપર વિશ્વાસ કરે છે તે પોતાંનાં કામપર બિલકુલ ભરોસો નથી રાખતો કેમકે તે જાણે છે કે તે સર્વ નાપાક છે. વળી તે એવું માને છે કે ઈશુ ખ્રીસ્ત દેવનો પુત્ર છે જેણે પોતાનો જીવ પાપીઓને વાસ્તે આપ્યો અને ત્રીજે દિવસે પાછો જીવતો થયો.

૪૧ સ. આ વિશ્વાસનું ફળ શું છે?

જ. જે વિશ્વાસ કરે છે તેનાં સર્વ પાપ માફ થયાં છે અને દેવના સર્વ આશીર્વાદો તેને આપવામાં આવ્યા છે.

૪૨ સ. જો કોઈ કહે કે હું વિશ્વાસ કરૂંછું પણ મારાં પાપ માફ નથી થયાં તો તે માણસ કેવો છે?

જ. એવો માણસ દેવને જુઠો કરાવે છે.

૪૩ સ. જો કોઈ કહે કે હું વિશ્વાસ કરૂંછું પણ હું ખ્રીસ્તને કબુલ નથી કરી શકતો અને બાપ્તિસ્મા નથી લઈ શકતો કેમકે એમ કરવાથી મારૂં મોટું નુકસાન થાય તો એવા માણસનો શો હાલ થશે?

જ. એવા માણસનો વિશ્વાસ જુઠો છે કેમકે જો તેનો વિશ્વાસ ખરો હોત તો કામોથી જાહેર થાત અને જે ખ્રીસ્તથી સરમાશે તેનાથી ખ્રીસ્ત સરમાશે.

૪૪ સ. ખરા વિશ્વાસની નીશાની શી છે?

જ. જેનો વિશ્વાસ ખરો છે તે ઈશુ ખ્રીસ્તના નામનું બાપ્તિસ્મા લેશે અને હીંદુ અથવા મુસલમાનની વાતોને બિલકુલ છોડી દેશે. જે જે જગ્યાએ તે જશે ત્યાં તે ખ્રીસ્તથી સરમાશે નહિ પરંતુ ઇકરાર કરશે કે હું ખ્રીસ્તી છું. બીજી નીશાની એ છે કે તે દેવના વચન પ્રમાણે ચાલવાને હમેશાં પ્રયત્ન કરશે. જગતના લોકોની

માફક દુનિયાઇ આબરૂ, ધન વિગેરેને વાસ્તે તે પ્રવૃત્ત નહિ કરશે પરંતુ હમેશાં ખ્રીસ્તની મોટાઈ ચાહાશે. તે દેવ તથા માણસ પર પ્રીતિ કરશે અને તેનામાં પવિત્રાત્માનાં ફળ જાહેર થશે.

૪૫ સ. આત્માનાં ફળ કયાં છે?

જ. પ્રેમ, આનંદ, શાંતિ, સહનતા, માયાળુપણું, ભલાઇ, વિશ્વાસ, નમ્રતા, સ્વદમન, ગલાતી. ૫; ૨૨, ૨૩.

૪૬ સ. શું શકય છે કે કોઈ ખ્રીસ્તી માણસ નાશ પામે અથવા નરકમાં જાય?

જ. હા, ઘણા ખ્રીસ્તીઓ ખરો વિશ્વાસ રાખનારા નથી. તેઓ નામમાં ખ્રીસ્તી છે પણ મનથી નહિ. તેઓ નરકમાં જશે તેટલુંજ નહિ પણ તેઓનો હાલ મૂર્તિપૂજકોના કરતાં ભુંડો થશે. લુક ૨૨. ૪૭, ૪૮. તેઓના કામોથી તેઓ ઓળખાશે.

૪૭ સ. શું શકય છે કે કોઈ માણસ જેનો વિશ્વાસ ખરો છે તે નાશ પામે?

જ. કદિ નહિ. જેનો વિશ્વાસ ખરો છે તે મહિમામાં પ્રવેશ કરશે.

૪૮. સ. જો એવો માણસ પાપ કરે તો તેની શી હાલત થશે?

જ. જો તે પોતાનું પાપ માની કબુલ કરશે તો માફી પામશે પણ જો તે નહિ માનશે અને દેવ બાપની વાતો કબુલ નહિ કરશે તો દેવ બાપ તેને આ દુનિયામાં મારશે એ માટે કે તે પસ્તાવો કરે અને દુનિયાની સાથે તેનો ઇનસાફ ન થાય.

## દેવનું વચન.

૪૯. સ. દેવની મરજી શી રીતે માલમ પડે ?

જ. દેવના વચનથી.

૫૦. સ. દેવનું વચન એ શું છે ?

જ. દેવના વચનમાં ઘણી ચોપડીઓ આવી જાય છે જે જુદા જુદા પવિત્ર લોકોએ પવિત્રાત્માની પ્રેરણાથી લખી છે. એ સર્વ મળીને દેવનું વચન અથવા બાયબલ કેહેવાય છે.

૫૧. સ. દેવના વચનના કેટલા ભાગ છે ?

જ. બે ભાગ. પેહેલા ભાગનું નામ પુરાતન સ્થાપના છે જે ખ્રીસ્તના આવવા પેહેલાં લખવામાં આવી. બીજા ભાગનું નામ નવિ સ્થાપના છે જે ખ્રીસ્તના આવ્યા પછી લખવામાં આવી.

૫૨. સ. પુરાતન સ્થાપનામાં કેટલા ભાગ છે ?

જ. ત્રણ ભાગ છે એટલે તોરેત જે મુસા અને બીજા પવિત્ર લોકોએ લખી, ઝબુર જે દાવુદ

અને બીજા બીજા પવિત્ર લોકોએ લખી, નબુ-
અત જે શોલ ભવિષ્યવાદીઓએ લખી.

૫૩. સ. દેવના વચનમાં શું કંઇ ભુલ છે ?

જ. બીલકુલ નહિ. જો તરજુમામાં કાંઈ ભૂલ હોય તો
હોય પણ દેવના વચનમાં કંઇ ભુલ નથી.

૫૪. સ. કઈ ભાષાઓમાં દેવનું વચન લખવામાં આ-
વ્યું છે ?

જ. પુરાતન સ્થાપના હેબ્રુ ભાષામાં લખવામાં આવી
અને નવિ સ્થાપના યુનાની ભાષામાં.

૫૫. સ. દેવના વચન સિવાય કોઈ બીજી પ્રકારના કાનુન
ખ્રીસ્તી લોકોને વાસ્તે છે કે નહિ ?

જ. બિલકુલ નહિ, લખ્યું છે કે હરેક કીતાબ જે
દેવની પ્રેરણાથી અપાએલી છે તે ઉપદેશ,
નિષેધ, સુધારા, અને ન્યાયપણાના બોધને વાસ્તે
ઉપયોગી છે; એ માટે કે દેવનું માણસ સંપૂર્ણ
તથા સર્વ સારાં કામને સારૂ તૈયાર થાય.
૨તીમોથી. ૩. ૧૬, ૧૭. એટલે દેવના વચ-
નમાં સર્વ કંઇ છે અને તેના સિવાયેં કોઇ બી-
જા કાનુનની જરૂર નથી. અને જો કોઇ આપ-
ણને કંઇ કાનુન સંભળાવે તો જરૂર છે કે હરેક
વાતનો મુકાબલો આપણે દેવના વચનની જોડે
કરીએ. પ્રેરિત પાઉલે એફેસસના વડીલોને કહ્યું કે

"તમારામાંથી પણ કેટલાંક માણસ ઉઠીને શિષ્યોને પોતાની પછવાડે ખેંચી લઈ જવા માટે વાંકી વાતો કહેશે........હવે ભાઇઓ, હું તમને દેવને તથા તેની દયાની વાત જે તમને દૃઢ કરવા, તથા સર્વ પવિત્ર થએલાઓમાં તમને વતન આપવાને સમર્થ છે તેને સોંપું છું," પ્રેરિ. ૨૦. ૩૦-૩૨. એટલે જો વડીલ લોક આપણને ભુલ ખવડાવે તો તેમાં કંઇ નવાઈ નથી પણ દેવનું વચન સંપૂર્ણ છે અને તે કોઇને ભુલાવશે નહિ.

૫૬. સ. દેવનું વચન શી રીતે સમજાય ?

જ. જેનું મન ગરીબ છે તેને દેવ પોતાનું વચન પવિત્રાત્માની મારફતે શીખાડશે. ખ્રીસ્તે કહ્યું કે "ઓ બાપ...જ્ઞાનીઓથી તથા ડાહ્યાઓથી એ વાત તેં ગુપ્ત રાખી છે ને બાળકોને પ્રગટ કીધીઃ હા, બાપ, કેમકે તારી પ્રસન્નતા એમજ છે." લુક ૧૦. ૨૧.

## પવિત્રાત્મા.

૫૭. સ. પવિત્રાત્મા કોણ છે ?

જ. પવિત્રાત્મા પોતે દેવ છે. પવિત્રાત્મા એ શુદ્ધ આત્મા અથવા દેવનો આત્મા છે. બાપ, પુત્ર અને પવિત્રાત્મા એ એકજ દેવ છે. જે કંઈ

ન્યાયપણું થાય છે તે દેવ બાપની મરજી પ્રમાણે થાય છે અને પુત્ર તે પવિત્રાત્માની મારફતે કરાવે છે. આકાશ તથા પૃથ્વીની ઉત્પતિ તથા દેવનાં સર્વ કામ એજ પ્રમાણે થયાં.

૫૮. સ. પવિત્રાત્માથી આપણને શો ફાયદો થાય છે?

જ. પવિત્રાત્માથી આપણો નવો જન્મ થાય છે. પવિત્રાત્માથીજ પસ્તાવો ઉત્પન્ન થાય છે અને વિશ્વાસ કરાય છે અને હરકોઈ જમાનામાં જે કંઈ ન્યાયપણાનાં કામ કરવામાં આવ્યાં છે તે પવિત્રાત્માથી કરવામાં આવ્યાં છે. દેવનું વચન પણ પવિત્રાત્માએ લખાવ્યું.

૫૯. સ. એ સિવાય શું કંઇ બીજા ખાસ આશીર્વાદો આ વખતમાં પવિત્રાત્માથી મળે છે?

જ. હા, જ્યારે ખ્રીસ્ત આકાશમાં જવાનો હતો ત્યારે તેણે પોતાના શિષ્યોને કહ્યું કે "મારૂં જવું તમને ગુણકારી છે, કેમકે જો હું જતો નથી, તો સંબોધક તમારી પાસે નહિ આવશે; પણ જો હું જાઉં, તો તેને તમારી પાસે હું મોકલી દઇશ." યોહાન ૧૫;૭. આ સંબોધક પવિત્રાત્મા છે, અને ખ્રીસ્તના આકાશ ગમન પછી તે દસમે દિવસે આવ્યો, અને ઇશુખ્રીસ્ત આપણને આ-કાશમાં બોલાવી લેશે ત્યાંસુધી તે આપણી પાસે

રહેશે. પવિત્રાત્મા હર જમાનામાં પોતાનું કામ કરતો હતો પણ આ જમાનામાં તે પોતે હીયાં હાજર છે.

૬૦. સ. તેના આવવાથી શો ખાસ આશીર્વાદ ઇમાનદારોને મળ્યો ?

જ. તેના આવવા પેહેલાં ઇમાનદાર પુત્ર તો હતા પણ પુત્રનો હક્ક તેમને મળ્યો નહતો. પવિત્રાત્માના આવવાથી તેઓ મોકળા થયા અને દેવને હે બાપ એમ કરીને પોકારવા લાગ્યા. તેજ આત્મા આપણા આત્માની સાથે સાહેદી પુરે છે કે આપણે દેવનાં છોકરાં છિયે. રૂમી. ૮. ૧૫, ૧૬. પવિત્રાત્મા વળી આપણામાં વસે છે. ૧ કરીં. ૬; ૧૯. પવિત્રાત્માથી આપણે અભિષેક્ત થયા એટલે દેવની આગળ રાજા તથા યાજક બન્યા. તેની હસ્તક દેવની મોહોર આપણા પર કરવામાં આવી કે જે મહિમાનું બ્યાનું છે. ૨ કરીં ૧. ૨૧, ૨૨. પવિત્રાત્મા મળવાથી આપણે ખ્રીસ્તના અવયવો થયા. ૧ કરીં ૧૨; ૧૨, ૧૩. કેટલી ખુશીના વાત છે કે દેવે પોતાનો આત્મા મોકલ્યો એ માટે કે ખ્રીસ્તે જે જે આશીર્વાદો આપણે વાસ્તે ખરીદયા છે તેઓને આપણે ઓળખીએ. ૧ કરીં. ૨; ૯, ૧૦.

૬૧ સ. શું આત્મા હમેશાં આપણને શીખામણ આપેછે?
જ. હા, બેશક. અને જરૂર છે કે આપણે હર વખત તેની શીખામણ માનિયે અને તેને દિલગીર ન કરિયે. જો આપણે તેની શીખામણ માનીશું તો તે આપણને હમેશાં ખુશી રાખશે પણ જો આપણે પોતાની ખુશી પ્રમાણે ચાલીશું તો તે આપણને દિલગીર કરશે એ માટે કે આપણે પોતાનાં પાપ કબુલ કરિયે.

## પાપોની માફી.

૬૨ સ. કોનાં પાપ માફ થયાં છે ?
જ. જે પ્રભુ ઇશુખ્રીસ્ત પર વિશ્વાસ કરે છે તેનાં પાપ માફ થયાં છે. કલો. ૨; ૧૩. ૧ યોહાન. ૨; ૧૨.

૬૩ સ. જ્યારે કોઇનાં પાપ માફ થયાં હોય અને ત્યાર પછી તે પાપ કરે તો વળી તેને માફીની જરૂર છે કે નહિ ?
જ. માફી બે જાતની છે એટલે પાપીને તારણને વાસ્તે માફી જોઇએ અને પુત્રને મેળાપને વાસ્તે જોઇએ એટલે જ્યારે પાપી માણસ પોતાનાં પાપનો પસ્તાવો કરે છે અને સર્વ માણસોના ઉપાયોને તજીને પ્રભુ ઇશુખ્રીસ્તના મરણ તથા

પુન્રુત્થાન પર વિશ્વાસ કરેછે ત્યારે તેનાં પાપ તેને માફ થયાં છે અને તેને તારણ મળ્યું છે. તે દેવનો પુત્ર થયો છે. આ માફી તેને હમેશાંને વાસ્તે મળી છે અને ફરી એ માફીની તેને જરૂર નથી.

પુત્રને મેળાપને વાસ્તે માફીની જરૂર છે એટલે જે વખત તે પાપ કરશે તેજ વખત તેની સર્વ ખુશી ચાલી જશે. દેવ બાપ પોતાની ખુશી અણકહ્યાગરા પુત્રને નહિ આપશે જ્યારે તે પોતાનું પાપ કબુલ કરશે ત્યારે ફરી બાપની જોડે તેનો મેળાપ થશે અને બાપની ખુશી તે હાસલ કરશે. ૧ યોહાન ૧; ૯. જે વખતે ઇમાનદાર પાપ કરે છે તેજ વખત આ પ્રકારની માફીની જરૂર તેને છે. લખ્યું છે કે "કેમકે જો આપણે પોતાનો ન્યાય કરિયે, તો આપણા પર ન્યાય ન ઠરાવાશે; પણ આપણા પર ન્યાય ઠરાવાય છે, ત્યારે પ્રભુથી શિક્ષા પામિયે છિયે, એ માટે કે જગતની સાથે આપણો દંડ ન થાય. ૧ કરીં. ૧૧. ૩૧, ૩૨.

## નવો જન્મ.

૬૪ સ. નવો જન્મ એટલે શું?

જ. જન્મથી આપણ સર્વ પાપી છિયે અને દેવની સંગાતે દુશ્મની રાખિયે છિયે. આપણે પોતાની મરજી પ્રમાણે ચાલવા ચાહિયે છિયે અને દેવની

મરજી પ્રમાણે નહિ. જ્યારે આપણે પાપનો પસ્તાવો કરીને પ્રભુ પર વિશ્વાસ કરિયે છિયે ત્યારે આપણને માલમ પડે છે કે આપણો નવો જન્મ થયો છે એટલે આપણને નવો સ્વભાવ મળ્યો છે. આ નવો સ્વભાવ દેવ પર પ્રીતિ કરે છે અને તેના હુકમ પ્રમાણે ચાલવા ચાહે છે. જેનો ફરી જન્મ થયો નથી તેનો સ્વભાવ એકજ છે એટલે દૈહિક, અને જેનો ફરી જન્મ થયો છે તેના બે સ્વભાવ છે એટલે એક દૈહિક અને બીજો આત્મિક. જેનો ફરી જન્મ થયો નથી તે પાપ વગર કંઇ કરી શકતો નથી, જેનો ફરી જન્મ થયો છે તે ન્યાયપણું કરી શકે છે. જો તે પવિત્રાત્માના સુચવ્યા પ્રમાણે ચાલશે તો ન્યાયપણું કરશે અને જો દેહની ઇચ્છા પ્રમાણે ચાલશે તો તે પાપ કરશે. જેનો ફરી જન્મ નહિ થશે તે દેવના રાજ્યમાં કદિ દાખલ નહિ થશે. યોહાન ૩; ૫.

## અનંતજીવન.

૬૫ સ. અનંતજીવન એટલે શું?

જ. અનંતજીવન એ છે કે તેઓ તને એકલા ખરા દેવને, તથા ઇશુખ્રીસ્ત જેને તેં મોકલ્યો છે તેને તેઓ જાણે. યોહાન ૧૭; ૩.

૬૬ સ. અનંતજીવન કોણનું છે?

જ. પ્રભુએ કહ્યું કે "હું તમને ખચીત ખચીત કહુંછું કે જે મારાં વચન સાંભળે છે ને મારા મોકલનાર પર વિશ્વાસ કરે છે, તેને અનંતજીવન છે; ને તે ઇનસાફમાં નહિ લવાશે, પણ મરણમાંથી નીકળીને જીવનમાં આવ્યો છે."

૬૭. સ. અનંતજીવનનું વિશેષ વર્ણન કરો.

જ. પ્રભુ ઇશુખ્રીસ્ત દેવનો પુત્ર છે અને તેણે પાપીઓને વાસ્તે પોતાનો જીવ આપ્યો અને તે મરી ગયેલાઓમાંથી પાછો ઉઠયો એવો જે કોઈ વિશ્વાસ કરે છે તેને અનંતજીવન મળે છે. તેનાં પાપ માફ થયાં છે અને દેવ તેનો બાપ થયો છે અને દેવ બાપ તેને પાળતો અને સંભાળતો રહેશે અને તેને મહિમાએ પહોંચાડશે.

૬૮ સ. શું અનંતજીવન કદિ જતું રહે છે?

જ. કદિ નહિ.

૬૯ સ. અનંતજીવન કેવી પ્રકારનું છે?

જ. અનંતજીવન તાબેદાર અને નમ્ર છે, પોતાની મરજી પ્રમાણે નહિ પણ હમેશાં દેવની મરજી પ્રમાણે ચાલવા ચાહે છે. પોતાની મોટાઈ નહિ પણ દેવની મોટાઈ શોધે છે અને ખ્રીસ્તને અનુસરીને ચાલે છે.

## પ્રાર્થના.

૭૦ સ. પ્રાર્થના કોને કહેછે?

જ. જેમ શરીરને વાસ્તે હરવખત શ્વાસ લેવાની જરૂરછે તેમ ખ્રીસ્તી લોકોના આત્માને વાસ્તે હમેશાં પ્રાર્થનાની જરૂર છે. દેવની તરફ નજર કરવી, તેના પર વિશ્વાસ રાખવો, મનની હાલત દેવને જણાવવી, પાપ કબુલ કરવાં અથવા તેની પાસે કંઈ પણ માગવું તે પ્રાર્થના છે.

૭૧ સ. પ્રાર્થના કરતી વખતે શું કેહેવું જોઇએ ?

જ. જે પ્રમાણે બાપ ચાહે છે કે તેના દીકરાના મનમાં જે કંઈ હોય તે તે તેને કહે તેમજ દેવ બાપ ચાહે છે કે આપણા મનમાં જે કંઈ હોય તે આપણે તેને કહિયે. આપણે ઘણા બેવકુફ લોક છિયે પણ આત્મા આપણી દુર્બળતાની સહાય કરેછે; કેમકે યથાયોગ્ય રીતે શી પ્રાર્થના કરવી એ આપણે જાણતા નથી, પણ આત્મા પોતે અવાચ્ય નિશાસાએ કરીને આપણે સારૂ મધ્યસ્થિ કરેછે. રૂમી. ૮; ૨૬.

૭૨ સ. કંઈ કંઈ વાતોને વાસ્તે પ્રાર્થના કરવી જરૂર છે ?

જ. હરેક વાતને વાસ્તે પ્રાર્થના કરવી જોઇએ, શરીરને વાસ્તે અને આત્માને વાસ્તે. જો આપણે ભુખ્યા હોઇએ તો જરૂર છે કે આપણે રો-

ટલી માગિયે. જો તરષ્યા છિયે તો પાણી માગિયે, જો નાગા છિયે તો કપડાં, જો દિલગીરી છે તો દિલાશો માગિયે. જો આપણે પાપ કર્યું હોય તો તે કબુલ કરવું, જો લોકોની બિક આપણને લાગતી હોય તો આપણે હિમ્મત માગવી. જો પ્રીતિ, વિશ્વાસ, ઉમેદ, સહનતા, નમ્રતા, સલામતી વિગેરેમાં આપણે ઓછા હોઇયે તો તે આપણે માગવું. વળી યાદ રાખવું કે દેવ આપણો બાપ છે અને ઇશુખ્રીસ્ત આપણો મિત્ર છે માટે ગમે તેવી વાત ખુશીની હોય કે દિલગીરીની હોય તે તેને બતાવવી જોઇએ, અને કોઈ નાનું કામ પણ જેને વાસ્તે આપણે પ્રાર્થના ન કરી હોય તે ન કરવું જોઇયે. લખ્યું છે કે ખ્રીસ્ત વગર આપણે કંઈ કામ કરી શકતા નથી એ માટે નમ્રતા સહિત આપણે હરેક વાત તેને કેહેવી જોઇયે જેથી કરીને હરેક કામ તેની મદદ, સુચના અને આશીર્વાદથી થશે. જો આપણાથી કંઈ ભૂલ થાય તો જરૂર છે કે એકદમ તેની પાસે જઇને તે કબુલ કરિયે.

૭૩. સ. શું બીજાઓને વાસ્તે પ્રાર્થના કરવી જોઇએ ?

જ. હા, બેશક. પ્રથમ આપણે માગવું જોઇએ કે દેવનો મહિમા થાય અને તેની મરજી પુરી થાય.

ખ્રીસ્તી લોકોને વાસ્તે પ્રાર્થના કરવી જોઇએ કે તેઓ દેવની મરજી પ્રમાણે ચાલે વિશેષે કરીને જે ભાઇઓને આપણે ઓળખીએ છિયે તેઓને વાસ્તે, દેવના સેવકોને વાસ્તે પ્રાર્થના કરવી જો-ઇએ કે તેઓ વિશ્વાસુપણાથી અને આખા દી-લથી કામ કર્યા કરે, અને તેઓની સંભાળ લે-વામાં આવે, છોકરાંને વાસ્તે કે તેઓ નાનપ-ણમાં દેવની વાત માને, અવિશ્વાસીઓને વાસ્તે કે તેઓ વિશ્વાસ કરે. દુશ્મનોને વાસ્તે કે તે-ઓને આશીર્વાદ મળે, રાજાઓને તથા અધિકા-રીઓને તથા હર પ્રકારના લોકોને વાસ્તે પ્રાર્થ-ના કરવી જોઇએ.

૭૪. સ. પ્રાર્થના કયારે કરવી જોઇએ ?

જ. લખ્યું છે કે "જાથુ પ્રાર્થના કરો." ૧ થેસા. ૫; ૧૭.

## બાપ્તિસ્મા.

૭૫. સં. બાપ્તિસ્મા એટલે શું ?

જ. બાપ્તિસ્મા એક વિધી છે કે જે ઈશુએ ઠરાવ્યો એ માટે કે હરકોઈ માણસ પ્રગટ રીતે ઈશુનો શિષ્ય થાય. લખ્યું છે કે "જો તું તારે મોહોડે પ્રભુ ઈશુને કબુલ કરીશ, ને દેવે તેને મુએલા-ઓમાંથી પાછો ઉઠાડયો, એવો વિશ્વાસ તારા

અંતઃકરણમાં કરીશ, તો તું તારણ પામીશ. શા માટે કે ન્યાયીપણાને અર્થે અંતઃકરણથી વિશ્વાસ રખાય છે, ને તારણને અર્થે મોહોડે કરીને સ્વીકાર થાય છે." રોમી. ૧૦. ૯, ૧૦. બાપ્તિસ્માએ કરીને ખ્રીસ્તનું નામ કબુલ કરવામાં આવે છે અને જે કોઈ બાપ્તિસ્મા લેવા ના ચાહે તેનો વિશ્વાસ જુઠો માલમ પડે છે.
જે બાપ્તિસ્મા પામે છે તે પાણીમાં જાય છે અને બાપ, પુત્ર અને પવિત્રાત્માના નામમાં ડુબાડવામાં આવે છે.

૭૬. સ. આ વિધીની મતલબ શી છે?

જ. લખ્યું છે કે "શું તમે નથી જાણતા કે આપણામાંના જેટલા ખ્રીસ્ત ઈશુમાં બાપ્તિસ્મા પામ્યા, તેટલા તેના મરણમાં બાપ્તિસ્મા પામ્યા. તે માટે આપણે તેની સાથે મરણમાં બાપ્તિસ્માએ કરીને દટાયા, કે જેમ ખ્રીસ્ત બાપના મહિમાએ કરીને મુએલાંમાંથી ઉઠડાયો, તેમજ આપણે પણ નવા જીવનમાં ચાલિયે." રૂમી. ૬; ૩, ૪, આ પ્રમાણે આપણે કબુલ કરિયે છિયે કે આપણ બીલકુલ પાપી છિયે અને ઈશુના મરણ વગર બીજો કોઈ આધાર નથી. ખ્રીસ્તના મરણની સાથે આપણે પણ મરીને ફરી જીવતા થયા એ માટે કે આગળ આપણે પોતાની મરજી પ્રમાણે ના ચાલિયે પણ દેવની મરજી પ્રમાણે ચાલિયે.

૭૭. સ. શું ખ્રીસ્તી લોકોનાં નાનાં છોકરાંને બાપ્તિસ્મા આપવું જોઇએ ?

જ. આ બાબત મંડળીમાં ઘણો ઝગડો ચાલી રહ્યો છે અને એને વાસ્તે કોઈ ખાસ હુકમ આપવામાં નથી આવ્યો પણ માલમ પડે છે કે જો બાપ તથા માનો પુરો વિશ્વાસ ખ્રીસ્ત પર હોય અને તેઓનો ઇરાદો એવો હોય કે તેઓનાં છોકરાં પર ખ્રીસ્તનું મરણ કબુલ કરવામાં આવે અને તેઓનાં ઘરનું સર્વે કામ ખ્રીસ્તની મરજી પ્રમાણે થાય તો વ્યાજબી છે. લુદીયાનું મન પ્રભુએ ઉઘાડયું અને તે પોતાના ઘરનાં સુદ્ધાં બાપ્તિસ્મા પામી.

૭૮. સ. માણુસે કેટલી વખત બાપ્તિસ્મા પામવું જોઇએ ?

જ. માત્ર એકજ વખત કેમકે બાપ્તિસ્મા એકજ છે.

## પ્રભુ ભોજન.

૭૯. સ. પ્રભુ ભોજન એ શું છે ?

જ. "જે રાતમાં પ્રભુ ઇશુ પરસ્વાધીન કરાયો, તેમાં તેણે રોટલી લીધી, ને સ્તુતી કરીને ભાંજી, ને કહ્યું કે લો ખાઓ, એ મારૂં શરીર છે, જે તમારે સારૂ ભંજાએલું છે, મારી યાદગીરીને સારૂ એ કરો. અને એમજ ભોજન કર્યા પછી,

વાટકો પણ લઇને કહ્યું કે આ વાટકો મારા રકતમાં નવો કરાર છે; તમે જેટલી વાર એ પીઓ છો, તેટલી વાર મારી યાદગારીને સારૂ તે કરો. કેમકે જેટલીવાર તમે આ રોટલી ખાઓ છો. ને આ વાટકો પીઓ છો તેટલીવાર તમે પ્રભુના આવ્યા સુધી તેનું મરણ દેખાડો છો." ૧ કરીઃ ૧૧. ૨૩-૨૬.

આમાં ત્રણ વાત આવે છે, પ્રથમ તે ખ્રીસ્તની યાદગીરીને વાસ્તે છે. બીજું કે તેથી ખ્રીસ્તનું મરણ યાદ કરવામા આવે છે અને ત્રીજું કે આ રીત ખ્રીસ્તના આવવા સુધી કાયમ રહે. એ સિવાય જરૂર છે કે સ્તુતી કરીને આપણે રોકલી તોડીએ અને પ્યાલો પીએ.

૮૦. સ. કઈ વખત પ્રભુ ભોજન પાળવું જોઇએ ?

જ. સપ્તાહને પેહેલે દિવસે શિષ્યો રોટલી તોડવાને એટલે પ્રભુ ભોજન પાળવાને ભેગાં થતા હતા. પ્રેરિ. ૨૦. ૭.

૮૧. સ. એને વાસ્તે કઈ કઈ ચીજોની જરૂર છે ?

જ. રોટી અને એક પ્યાલો જેમાં દ્રાક્ષનો રસ હોયછે.

૮૨. સ. આ વિધી પરથી કોઈ બીજી બાબતો માલમ પડે છે ?

જ. હા, " આશીર્વાદનો વાટકો જેપર અમે આશીર્વાદ માગિયે છિયે, તે શું ખ્રીસ્તના રકતની સં-

ગત નથી ? અમે જે રોટલી ભાંગિયે છિયે, તે શું ખ્રીસ્તના શરીરની સંગત નથી ? માટે આપણે ઘણા છતાં એક રોટલી, એક શરીર એવા છિયે કેમકે આપણ સર્વ એકજ રોટલીના ભાગિયા છિયે." ૧ કરીં. ૧૦. ૧૬, ૧૭.

આ કલમો પરથી માલમ પડે છે કે એમાં સામેલ થવાથી આપણે ખ્રીસ્તના શરીર અને લોહીની સંગત કરિયે છિયે. બીજી વાત એ છે કે એ પરથી માલમ પડે છે કે જે પ્રમાણે રોટી એક છે તેમ સર્વ ખ્રીસ્તી લોક એકજ શરીર છે.

૯૩. સ. પ્રભુ ભોજનમાં કોણ સામેલ થઈ શકે છે ?

જ. ફકત શિષ્યો એટલે જે લોક ખ્રીસ્તપર વિશ્વાસ કરે છે, જેમને તારણ મળ્યું છે, જેમનાં પાપ માફ થયાં છે અને જેઓ જાણે છે કે દેવ અમારો બાપ છે, તેઓ દાખલ થઈ શકે છે.

૯૪. સ. જો કોઈ તારણ પામવાને વાસ્તે તેમાં દાખલ થાય તો કંઈ ફાયદો છે ?

જ. બીલકુલ નહિ, ફકત નુકશાનજ છે.

૯૫. સ. જે સામેલ થાયછે તેણે પેહેલાં શું કરવું જોઇએ?

જ. "પણ પ્રત્યેકે પોતાને પારખવું, ને એમ આ રોટલીમાંથી ખાવું ને આ વાટકામાંથી પીવું. કેમકે અયોગ્ય રીતે જે ખાય તથા પીએ તે પ્ર-

ભુના શરીરનો ભેદ ન જાણીને, ખાધાથી તથા પીધાથી પોતા પર દંડ આણે છે. કેમકે જો આપણે પોતાનો ન્યાય કરિયે તો આપણા પર ન્યાય ન ઠરાવાશે; પણ આપણા પર ન્યાય ઠરાવાય છે, ત્યારે પ્રભુથી શિક્ષા પામિયે છિયે, એ માટે કે જગતની સાથે આપણો દંડ ના થાય” ૧ કરીં; ૧૧. ૨૮, ૨૯, ૩૧, ૩૨.

એટલે જો આપણે પોતાને પારખીને પાપ કબુલ કરીશું તો સર્વે કંઈ ઠીક થશે પણ જો આપણાથી કંઈ પાપ થાય અને તે કબુલ કરયા વગર આપણે સામેલ થઇયે તો દેવ બાપ આપણને શિક્ષા આપશે. એ માટે જરૂર છે કે નમ્રતાથી દેવની આગળ આપણે પોતાની ચાલ ચલણ પારખિયે એટલે દેવના વચનની જોડે મેળાવીને તેની પારખ કરવી અને જો કંઈ ભુલ કે પાપ આપણાથી થયું હોય તો તે આપણે કબુલ કરવું.

## વિધી.

૮૬. સ. શું બાપ્તિસ્મા તથા પ્રભુ ભોજન સિવાય બીજા કોઈ વિધી કે સંસ્કાર ઠરાવવામાં આવ્યા છે?

જ. કોઈ બીજા સંસ્કાર ઠરાવવામાં આવ્યા નથી.

૮૭. સ. જે પ્રમાણે હીંદુ અને મુસલમાન લોક ખાસ તે

હેવારો માને છે તે પ્રમાણે આપણે માનિયે એ-
વો હુકમ શું દેવે આપ્યો છે ?

જ. નહિ, રવિવારને દિવસે પ્રભુ ઇશુ ખ્રીસ્ત મરી
ગએલાઓમાં ઉઠયો; તેજ દિવસે પ્રભુના લોક
ભજનને વાસ્તે ભેગા થતા હતા. યોહાન ૨૦;
૧૯, ૨૬. તે દિવસે તેઓ રોટી તોડતા હતા,
એટલે પ્રભુ ભોજન પાળતા હતા. પ્રેરિત ૨૦;
૭, એજ દિવસે પોતાની ઉપજમાંથી દાન કર-
વાને વાસ્તે પૈસા ભેગા કરતા હતા, ૧ કરી.
૧૬. ૨. એ માટે આપણે એમજ કરવું જોઇએ.

૮૮. સ. શું કોઈ બીજો ખાસ દિવસ છે ?

જ. કોઇ નથી. બેશક ઘણા ખ્રીસ્તીઓ તેહેવારો
માને છે પણ તે દેવના વચનની માફક નથી.
ગલાતી. ૪; ૧૦.

૮૯. સ. સાબાથ દિવસ એ કયો દિવસ છે ?

જ. દેવે મુસાના નિયમશાસ્ત્ર પ્રમાણે ઇસ્રાએલ પુ-
ત્રોને હુકમ આપ્યો કે સાબાથને દિવસે એટલે
સાતમે દિવસે તમારે કંઇ કામ કરવું નહિ,
આગ પણ ન સળગાવવી અને જો કોઇ તે
દિવસે કામ કરે તો માર્યો જાય. આ હુકમનો
અમલ આપણા પર નથી કેમકે આપણે નિયમ
શાસ્ત્રને તાબે નથી. કલો ૨, ૧૬.

૯૦. સ. શું પ્રાર્થના તથા ભજનને વાસ્તે કોઇ વખત મુકરર કરેલો છે ?

જ. નહિ, માત્ર લખ્યું છે કે "જાથુ પ્રાર્થના કરો." ૧ થેસા. ૫; ૧૭. "જ્યારે તું પ્રાર્થના કરે છે, ત્યારે પોતાની ઓરડીમાં પેસ, ને તારૂં બારણું બંધ કરીને ગુપ્તમાંના તારા બાપની પ્રાર્થના કર." માત્થી. ૬; ૬. "એકઠા મળવાનું કેટલાક મુકી દે છે તેઓની રીત પ્રમાણે આપણે ન કરિયે, પણ સુબોધ કરિયે ને જેમ જેમ તમે તે દહાડો પાસે આવતો દેખો છો તમે તે વધતું કરો." હેબ્રી. ૧૦; ૨૫.

૯૧. સ. છોકરાં જન્મે તે વખતને વાસ્તે કે માણસ મરી જાય તે વખતને વાસ્તે કોઇ વિધી પાળવાનો મુકરર થએલો છે ?

જ. બીલકુલ નહિ. માત્ર લખ્યું છે કે "વાતમાં કે કામમાં જે સર્વ તમે કરો છો, તે સર્વ પ્રભુ ઇશુને નામે કરો, ને તેનાથી દેવ એટલે બાપની ઉપકાર સ્તુતિ કરો." કલો. ૩; ૧૭. "એ માટે જો તમે ખાઓ કે પીઓ કે જે કંઇ કરો તો દેવના મહિમાને અર્થે સર્વ કરો." ૧ કરીં; ૧૦; ૩૧. એપરથી માલમ પડે છે કે હરેક કામ પ્રાર્થના તથા ભજન સાથે કરવું અને હરવખત

આપણે ઉપકાર સ્તુતિ કરવી. અને કોઇ હુકમ આપ્યો નથી.

૯૨ સ. શું ખ્રીસ્તી લોકોએ વિદેશી લોકોની રીત ભાતમાં મળવું જોઇએ?

જ. નહિ. લખ્યું છે કે "માટે તમે તેઓમાંથી નીકળી આવો ને જુદા થાઓ, એમ પ્રભુ કહે છે, ને મલીનને અડકો મા, ને હું તમારો અંગીકાર કરીશ, ને તમારો બાપ થઇશ, ને તમે મારા દીકરા દીકરીઓ થશો, એમ સર્વ સમર્થ પ્રભુ કહે છે." ૨ કરીં: ૬. ૧૭, ૧૮.

## ચાલચલણ.

૯૩ સ. ખ્રીસ્તી લોકોની ચાલચલણ કેવી હોવી જોઇએ?

જ. લખ્યું છે કે "જે કહે છે કે હું તેનામાં રહું છું, તેણે જેમ તે ચાલ્યો તેમજ ચાલવું જોઇએ." ૧ યોહાન ૨; ૬. ઇશુ ખ્રીસ્ત આપણે વાસ્તે નમુનો છે માટે આપણે તેનાં પગલાંમાં ચાલવું જોઇએ.

આપણે ખ્રીસ્તની સાથે મુઆ અને ફરી તેની સાથે ઉઠાડાયા. આપણે ઉપરની વાતો પર ચિત્ત લગાડવું, પૃથ્વી પરની વાતો પર નહિ. કલો. ૨; ૨૦. ૩. ૧, ૨.

લખ્યું છે કે "એ માટે પૃથ્વી પરના તમારા અવયવો,

એટલે વ્યભિચાર, અશુદ્ધપણું, કામાતુરપણું, ભુંડી ઇચ્છા તથા દ્રવ્ય લોભ જે મૂર્તિભક્તિ છે તેઓને મારી નાખો. રીશ ક્રોધ, ભુંડાઈ, દુર્ભાષણ, તમારા મુખમાંથી લજામણી વાત, એ સઘળાં દુર કરો. એક બીજાની સાથે જુઠું ન બોલો,.....એ માટે પવિત્ર તથા વહાલાઓ, દેવના પસંદ કરેલાના જેવા દયાળુ મન, ઉપકારીપણું, નમ્રતાઈ, કોમળતા, સહનતા પહેરો. એક બીજાનું સહન કરો, ને જો કોઇને કોઈ સાથે કજીયો હોય તો માફ કરો, જેમ ખ્રીસ્તે તમને માફ કીધું તેમ તમે પણ કરો, પણ એ સઘળાં ઉપરાંત પ્રીતિ જે સંપૂર્ણતાનું બંધન છે તે પહેરો......ખ્રીસ્તની વાત સર્વ જ્ઞાનમાં પુષ્કળતાથી તમારામાં રહે, એક બીજાને શીખવો તથા બોધ કરો; ગીતો, સ્તોત્રો તથા આત્મિક પ્રબંધથી કૃપાએ તમારા મનમાં પ્રભુની આગળ ગાઓ. અને વાતમાં કે કામમાં જે સર્વ તમે કરો છો, તે સર્વ પ્રભુ ઇશુને નામે કરો, ને તેનાથી દેવ એટલે બાપની ઉપકાર સ્તુતિ કરો. કલો. ૩. ૫-૧૭.

૯૪. સ. સર્વ કરતાં મોટી વાત કઈ છે ?

જ. પ્રીતિ. ૧ કરીં. ૧૩.

૯૫. સ. પ્રિતિ શી રીતે જાહેર થાય છે ?

જ. "દેવ પરની પ્રિતિ આ છે કે આપણે તેની આજ્ઞાઓ પાળિયે, ને તેની આજ્ઞાઓ ભારે નથી; ૧ યોહા. ૫; ૩. એટલે જે કોઈ દેવના હુકમો

પ્રમાણે ચાલે છે તે દેવ પર પ્રીતિ કરે છે.

૫૬. સ. પ્રીતિ કોના ઉપર કરવી જોઇએ ?

જ. હરેક પર પ્રીતિ કરવી જોઇએ. લખ્યુ છે કે "પોતાના વેરીઓ પર પ્રીતિ કરો, જે તમને શાપ દે છે તેઓને આશીર્વાદ દો, જે તમારો દ્વેષ કરે છે તેઓનું ભલું કરો, ને જે તમને સતાવે છે ને તમારી પુઠે લાગે છે તેઓને સારૂ પ્રાર્થના કરો." માત્થી. ૫; ૪૪. પરંતુ મુખ્યત્વ કરીને આપણે તમામ ખ્રીસ્તી ભાઇઓ પર પ્રીતિ કરવી જોઇએ. આપણે ભાઇઓને સારૂ આપણા પ્રાણો આપવા જોઇએ." ૧ યોહાન. ૩; ૧૬.

૫૭. સ. શું દેવાદાર થવું જોઇએ ?

જ. નહિ. લખ્યું છે કે "એક બીજા ઉપર પ્રેમ રાખવો એ શિવાય બીજું દેવું કોઇનું ન કરો." રૂમી ૧૩; ૮. દેવાદાર થવું એ પાપ છે.

૫૮. સ. શું ફકીર બનવું એ ઠીક છે ?

જ. નહિ. લખ્યું છે કે "અમે તમને આજ્ઞા કીધી કે જો કોઈ માણસ કામ કરવા નહિ ઇચ્છે. તો તે ખાય પણ નહિ, કેમકે તમારામાંના કેટલાએક આડાપણાથી ચાલે છે, ને કંઈ કામ કરતા નથી, પણ ધાલમેલ કરે છે એવું સાંભળિયે છિયે, પણ એવાઓને આપણા પ્રભુ ઇશુ

ખ્રીસ્તથી આજ્ઞા કરિયે છિયે, તથા બોધ કરિયે છિયે કે તેઓ શાંતિ સહિત કામ કરીને પોતાનું અન્ન ખાય. ૨ થેસા. ૩. ૧૦-૧૨. ફકીર થવું એ ઘણી ખરાબ વાત છે એટલુંજ નહિ પણ તેમાં બીલકુલ નુકશાન છે. મેહેનત તથા મજુરી કરવામાં ફાયદો છે અને તેમ નહિ કરવામાં નુકશાન છે.

૯૯. સ. ખાવા પીવા બાબત શો હુકમ છે.

જ. "તમે જાણુતા નથી કે, બહારથી માણુસમાં જે જે પેસે તે તેને વટાળી શકતું નથી? કેમકે એના હૃદયમાં તે પેસતું નથી, પણ પેટમાં ને સંડાસમાં જાય છે. એથી સર્વે ખોરાક શુદ્ધ કરાય છે......માણુસમાંથી જે નીકળે છે તેજ માણુસને વટાળે છે, કેમકે માંહેથી, એટલે માણુસોના હૃદયથી જે નીકળે છે, તે આ, ભુંડા વિચારો, છીનાળાં, વ્યભિચારો, હત્યાઓ, ચોરીઓ, લોભ, દુષ્ટપણું, કપટ, કામાતુરપણું, અદેખાઈ દુર્ભાષણ, અભિમાન, મૂર્ખપણું, એ બધાં ભુંડાં વાનાં માંહેથી નીકળે છે ને માણુસને વટાળે છે." માર્ક. ૭. ૧૮-૨૩.

૧૦૦. સ. શું દેવના લોકોમાં કોઇ ન્યાતજાત છે?

જ. નહિ. જો બ્રાહ્મણ તથા ઢેડ ખ્રીસ્તી થાય તો

તેઓમાં ફરક નથી. બન્ને ખ્રીસ્તમાં એક છે. ન્યાતજાત માનવી એ ઘણી ખરાબ વાત છે, જો કોઇ ખ્રીસ્તી માણસ કહે કે હલકી જાતના માણસ જોડે હું ખાવાનું ખાઇ નથી શકતો તો તે ખ્રીસ્તની સુવાર્તાને રદ કરે છે. ગલા. ૨. ૧૧–૧૮.

૧૦૧. સ. જો કોઇ રૂપીઆ, નોકરી અથવા આબરૂને વાસ્તે ખ્રીસ્તી થાય તો તે દુરસ્ત છે ?

જ. બીલકુલ નહિ. જો કોઇ લોભના કારણથી ખ્રીસ્તી થાય તો તે મોટું પાપ કરે છે, ખ્રીસ્તી લોકોને વાસ્તે જરૂર છે કે તેઓ ખ્રીસ્તના નામને લીધે દુઃખ ઉઠાવવાને અને સર્વ વસ્તુઓનું નુકશાન ખમવાને તૈયાર થાય; લખ્યું છે કે “ તે પ્રમાણે તમારામાંનો જે કોઇ પોતાની સર્વ વસ્તુઓનો ત્યાગ કરતો નથી, તે મારો શિષ્ય થઇ શકતો નથી.” લુક ૧૪, ૩૩. “જે પોતાનો જીવ બચાવે છે તે તેને ખોશે, ને મારી લીધે જે પોતાનો જીવ ખોય છે તે તેને બચાવશે.” માત્થી. ૧૦; ૩૯. “અને જે કોઇ પોતાને ઉંચો કરશે. તે નીચો કરશે; ને જે કોઇ પોતાને નીચો કરશે તે ઉંચો કરાશે. માત્થી ૨૩; ૧૨.

૧૦૨. સ. શું ખ્રીસ્તી લોકોને દુઃખ પડશે ?

જ. “અને જેઓ ખ્રીસ્ત ઇશુમાં સુભક્તિથી ચાલવા

ઇચ્છે છે; તેઓ સઘળા સતાવણી પામશે." ૨ તીમો. ૩; ૧૨. "ને મારા નામને લીધે સઘળા દેશોનાં તમારો દ્વેષ કરશે." માત્થી. ૨૪; ૯.

૧૦૩. સ. શું દાનધર્મ કરવું જોઇએ ?

જ. હા. બેશક. "જે ચોરી કરનાર તેણે હવેથી ચોરી ન કરવી; પણ તે કરતાં હાથોથી સારૂં કરીને ઉદ્યોગ કરવો, એ સારૂ કે જેને ગરજ છે તેને આપવાનું પોતાની પાસે હોય." એફ ૪; ૨૮.

બે જાતના લોકોને આપવું જોઇએ, પ્રથમ જેઓને જરૂર છે તેઓને અને બીજાું, જે દેવની વાત સંભળાવે છે તેઓને. ગલા. ૬; ૬. પણ જેઓ મજબુત છે પણ આળસના કારણથી કામ કરવા ચાહાતા નથી તેંઓને નહિ આપવું જોઇએ. જે દાન ધર્મ કરે છે તેણે બીજાઓને નહિ કહેવું જોઇએ કે મેં દાનધર્મ કીધું.

૧૦૪. જો કોઈ ગરીબ હોય તો શું તેણે બીજાઓની પાસે માગવું જોઇએ ?

જ. નહિ. તે દેવ બાપની પાસે માગે અને તે હર કંઈ આપશે. માત્થી. ૭; ૧૧. જે માણસ પર ભરોસો રાખે છે તે માણસ પાસે માગે છે. અને જ્યારે કોઈ એક કોઈ માણસ પાસે કંઈ માગે છે અને ન મળવા પર તેને ઠપકો દે છે ત્યારે તે પાપ કરે છે. અફસોસ છે કે લોભ આ મુલ-

કમાં ખ્રીસ્તી લોકોનું ઘણું નુકશાન કરે છે.

૧૦૫. સ. ઉપવાસ કરવા વિશે શો હુકમ છે ?

જ. ઉપવાસ કોઇ અમુક દીવસે કે અમુક વખતે કરવો તે વિશે કંઈ હુકમ નથી; પણ લખ્યું છે કે "જ્યારે તમે ઉપવાસ કરો, ત્યારે ઢોંગીઓની પેઠે લેવાઇ ગએલા મોહોના ન થાઓ, કેમકે લોકોને ઉપવાસી દેખાવા સારૂ તેઓ પોતાનાં મોહો કસાણાં કરે છે. હું તમને ખચીત કહું છું કે તેઓ પોતાનું ફળ પામે છે. પણ તું ઉપવાસ કરે ત્યારે પોતાના માથા પર તેલ ચોપડ, ને પોતાનું મોહો ધો; એ માટે કે તું માણસોને નહિ, પણ ગુપ્તમાંના તારા બાપને ઉપવાસી દેખાય ને ગુપ્તમાં જોનાર તારો બાપ તને પ્રગટમાં ફળ ભરી આપશે." માત્થી. ૬. ૧૬–૧૮.

૧૦૬. સ. જો આપણાથી કંઇ ભૂલચુક કે પાપ થાય તો શું કરવું જોઇએ ?

જ. પસ્તાવો કરીને આપણે દેવની આગળ તે કબુલ કરવું જોઇએ. જો આપણે કોઇ માણસનો કંઈ અપરાધ કર્યો હોય તો આપણે તે તેની આગળ કબુલ કરવું અને જો તેનું કંઇ નુકશાન કર્યું હોય તો તે આપણે તેને ભરી આપવું જોઇએ.

૧૦૭. સ. ચાલચલણ શી રીતે ઠીક થાય.

જ. પ્રાર્થના સહિત ખ્રીસ્ત પર ભરોસો રાખવાથી અને તેની વાતો માનવાથી. પવિત્રાત્માની મદદ વગર આ વાત બની શકતી નથી. યાદ રાખવું જોઇએ કે દેવ આપણો બાપ છે અને તે આપણા પર હમેશાં ઘણોજ પ્યાર કરે છે. જ્યારે આપણાથી પાપ થાય છે ત્યારે પણ તેની પ્રીતિ આપણા પરછે. હરવખત તે આપણું ભલું ચાહે છે. અને ઘણી પ્રીતિથી તે આપણું પાળણ પોષણ કરે છે. આ પ્રીતિને યાદ કરીને આપણે તેના પર હમેશાં વિશ્વાસ રાખવો જોઇએ. ખ્રીસ્ત પણ આપણી મદદ કરવાને વાસ્તે હમેશાં તૈયાર છે. તે આપણને કદિ છોડતો નથી. તે આપણો વકીલ અને પ્રમુખ્ય યાજક છે અને આપણી નબળાઈ જાણે છે. બાપ, પુત્ર અને પવિત્રાત્મા એ ત્રણે આપણા તારણમાં સામેલ છે, આપણી મદદને વાસ્તે તૈયાર છે અને મહિમા પમાડવામાં પણ સામેલ છે.

## લગન.

૧૦૮. સ. લગનની બાબત શો હુકમ આપેલો છે ?

જ. લખ્યું છે કે કર્ત્તાએ આરંભમાં એકજ પુરૂષ અને એકજ સ્ત્રી તેમને ઉત્પન્ન કર્યાં અને કહ્યું

કે "તે કારણને લીધે માણસ પોતાનાં માબાપને મુકશે, ને પોતાની બાયડી સાથે મળ્યો રહેશે, ને તે બંને એક દેહ થશે. એ માટે હવેથી તેઓ બે નથી, પણ એક દેહ છે. માટે દેવે જે જોડયું છે તેને માણસે જુદું ન પાડવું." માત્થી. ૧૯. ૪-૬.

૧૦૯. સ. શું એક કરતાં વધારે સ્ત્રી કરવાની રજા છે ?

જ. નહિ.

૧૧૦. સ. શું ફારગતી આપવી ઉચિત છે ?

જ. "વ્યભિચારના કારણ વગર જે કોઈ પોતાની બાયડીને મુકી દે, તે તેની પાસે વ્યભિચાર કરાવે છે; ને જે કોઈ તે મુકી દીધેલીની જોડે લગ્ન કરે તે વ્યભિચાર કરે છે." માત્થી. ૫; ૩૨.

૧૧૧. સ. લગ્ન કોની જોડે કરવું જોઇએ ?

જ. લખ્યું છે કે "અવિશ્વાસીઓની સાથે ના લાયક સંયોગ ન કરો; કેમકે ન્યાયપણા તથા અન્યાયપણામાં શો સંબંધ છે ? અને અજવાળા તથા અંધકારની શી સંગત છે ? ૨ કરીં: ૬; ૧૪. આ ઉપરથી માલમ પડે છે કે વિશ્વાસીઓએ અવિશ્વાસીઓની સાથે લગ્ન ન કરવું જોઇએ. જ્યારે જગતના લોક લગ્ન કરવા ચાહે છે ત્યારે તેઓ એવી સ્ત્રી સોધે છે કે જેથી દોલત અને આબરૂમાં

વધારો થાય પણ જ્યારે કોઈ ખ્રીસ્તી માણસ લગ્ન કરવા ચાહે ત્યારે તેણે એવી ધાર્મિક સ્ત્રીને સોધવી કે તેઓ બન્ને મળીને ખ્રીસ્તને અનુસરે. વળી જો માબાપ પોતાના દીકરા દીકરીને વાસ્તે બંદોબસ્ત કરવા ચાહે તો તેઓએ મોટા પૈસાદાર અને આબરૂવાળાં માણસોની તલાસ ન કરવી પણ ધાર્મિક માણસોની સોધ કરવી, હર વખતમાં પ્રભુના લોકોએ જ્યારે નાલાયક લોકોની જોડે લગ્ન કર્યા ત્યારે તેઓને ઘણું નુકશાન થએલું છે. માટે લગ્ન કરવામાં ઘણી સંભાળ લેવી જોઇએ, ઘણી પ્રાર્થના પણ કરવી જોઇએ એવું ન થાય કે આપણે પોતાની મરજી પ્રમાણે ચાલીને દેવની શીખામણને દુર રાખિયે.

૧૧૨. સ. લગ્નની વખતે શું રૂપીયા ખરચ કરવા જોઇએ?

જ. દેવ નથી ચાહતો કે નકામું ખરચ કરવામાં આવે. લગ્નને વાસ્તે કદિ દેવું કરવું ન જોઇએ. જે કંઇ થોડા ખરચની જરૂર હોય તે આગળથી જમા કરવું જોઇએ. તમાશા કરવા, ધુમધામ મચાવવી, મોટાં મોટાં ખાણાં તૈયાર કરવાં એ સર્વે નાલાયક કામ છે. હરેક બાબતમાં સાદાપણું હોય અને કમ ખરચ થાય એવું કરવું જોઈએ.

૧૧૩. સ. શું નાની ઉમરમાં લગન કરાવવું સારૂં છે?

જ. નહિ જ્યાં લગી છોકરો અથવા છોડી મોટી ઉમરે ના પહોંચે ત્યાં લગી તેમનું લગ્ન કરાવવું ન જોઇએ.

૧૧૪. સ. શું નાની ઉમરમાં છોકરાંની સગાઈ કરવી ઠીક છે?

જ. નહિ.

૧૧૫. સ. જો કોઈ લગ્ન કરેલો અથવા લગ્ન કરેલી ખ્રીસ્તી થાય તો શું તે પોતાની વહુને કે વરને છોડે ?

જ. નહિ કેમકે લખ્યું છે કે "જો કોઈ ભાઇને અવિશ્વાસી વહુ હોય ને એ તેની સાથે રહેવાને રાજી હોય તો તેણે એને છોડવી નહિ, ને કોઈ વહુને અવિશ્વાસી નર હોય, ને એ તેની સાથે રહેવાને રાજી હોય, તો તેણીએ એને છોડવો નહિ. કેમકે અવિશ્વાસી વર વહુથી પવિત્ર કરાએલો છે, ને અવિશ્વાસી વહુ વરથી પવિત્ર કરાયલી છે; નહિ તો તમારાં બાળકો અશુદ્ધ હોત, પણ હવે તેઓ પવિત્ર છે. પણ જો અવિશ્વાસી માણુસ જુદું થાયતો જુદું થવા દો; એવા પ્રસંગમાં ભાઈ કે બહેન બંધનમાં નથી; પણ દેવે આપણને શાંતિમાં તેડયા છે. કેમકે, અરે વહુ, તું વરને તારીશ કે નહિ. એ વિષે તું શું જાણે છે? અથવા, અરે વર તું વહુને તારીશ કે નહિ એ વિષે તું શું જાણે છે? ૧ કરીં. ૭. ૧૨–૧૬.

૧૧૬. સ. જો કોઇનો ધણી અથવા કોઇની બાયડી મરણ પામે તો ફરી લગ્ન કરવું એ તેઓને વાસ્તે વ્યાજબી છે ?

જ. હા વ્યાજબી છે, પરંતુ પ્રભુમાં એટલે પોતાની મરજી પ્રમાણે નહિ પણ પ્રભુની મરજી પ્રમાણે.

૧૧૭. સ. વરોને શો હુકમ આપેલો છે ?

જ. "વરો તમે પોતાની વહુઓ પર પ્રેમ કરો, જેમ ખ્રીસ્તે પણ મંડળીપર પ્રીતિ કીધી, ને તેને વાસ્તે પોતાને સોંપ્યો." એફે. ૫; ૨૫.

૧૧૮. સ. વહુઓને શો હુકમ છે ?

જ. "વહુઓ, જેમ પ્રભુને તેમ પોતાના વરોને, તમે આધીન થાઓ"

૧૧૯. સ. છોકરાંવાળાંને શો હુકમ છે ?

જ. "બાપો તમારાં છોકરાંને ન ચિહીડવો, પણ પ્રભુની શિક્ષા તથા બોધમાં તેઓને ઉછેરો. એફે. ૬: ૪.

૧૨૦. સ. છોકરાંને શો હુકમ છે ?

જ. "છોકરાં પ્રભુમાં તમારાં માબાપને માનો, કેમકે એ યથા ન્યાય છે. તારા બાપ તથા માનું સન્માન કર." એફે. ૬. ૧, ૨.

૧૨૧. સ. બાપની શી ફરજ છે ?

જ. જરૂર છે કે બાપ પોતાના સર્વ કુટુંબને પ્રભુના

માર્ગમાં ચલાવે અને ઘરમાં એવી કોઈ વાતને ઉત્પન્ન ન થવા દે કે જેથી ખ્રીસ્તનું અપમાન થાય. બાપને માથે ફરજ છે કે તે પોતાના ઘ-રને તમામ ખરાબ રીવાજોથી શુધ્ધ રાખે, અને ઘરના તમામ લોકને આજ્ઞાંકિત કરે કે કોઈ પ્રકારનો ઝગડો ન થાય. તેને માથે ફરજ છે કે ખ્રીસ્તને લીધે હર પ્રકારે તે પોતાના ઘરપર ધણીપણું કરે અને હર જગ્યાએ ગુસ્સા અને ત કરાર વગર પવિત્ર હાથ ઉઠાવીને પ્રાર્થના કરે.

૧૨૨. સ. સ્ત્રીઓનાં ઘરેણાં અને ચાલચલણ વિષે શું લખ્યું છે?

જ. " સ્ત્રીઓ પણ સોભતાં વસ્ત્રથી લાજ તથા સુબુ-દ્ધિ સુદ્ધાં પોતાને સણગારે, ગુંથેલા બાલથી તથા સુંનું કે મોતી કે મુલ્યવાન વસ્ત્રથી નહિ, પણ દેવની ભક્તિ કબુલ કરનારી સ્ત્રીને જે શોભે છે તેથી, એટલે સારાં કામથી (પોતાને સણગારે.) સ્ત્રીએ પુરા આધીન પણાથી છાની રહીને શીખવું. પણ ઉપદેશ કરવાની, કે પુરુ-ષપર અધિકાર ચલાવવાની હું સ્ત્રીને રજા આ-પતો નથી, પણ તેણીએ છાનાપણામાં ર-હેવું. " ૧ તીમો. ૨.૯=૧૨. ( ૧ પીતર. ૩. ૨–૭. પણ જુઓ ).

# ધણી અને નોકર.

૧૨૩. સ. ધણીને શો હુકમ આપ્યો છે?

જ. "ધણીઓ તમે નોકરોની સાથે વ્યાજબી રીતે વર્તી ધમકી છોડો, ને જાણો કે તમારો પણ ધણી આકાશમાં છે, ને તેની પાસે પક્ષાપાત નથી." એફે. ૬; ૯.

૧૨૪. સ. નોકરોને વાસ્તે શો હુકમ છે?

જ. "દાસો, બિહીકથી તથા ધાકથી ને હૃદયના ભોળાપણામાં, જેમ ખ્રીસ્તને તેમ, દેહ પ્રમાણે જે ધણીઓ તેઓને માનો; માણસોને પ્રસન્ન કરનારા જેવા, આંખ આગળની ચાકરી પ્રમાણે નહિ, પણ ખ્રીસ્તના દાસોના જેવા, જીવથી દેવની ઇચ્છા પુરી કરો, માણસોની ચાકરી નહીં, પણ જાણે કે પ્રભુની છે તેમ સંતોષથી કરો; એવું જાણીને કે જે કંઈ સારૂં કરે, તે દાસ હોય કે મોહોટો હોય પ્રભુથી તેજ પામશે." એફે. ૬. ૫–૮.

"જેટલા દાસ ઝુસરી તળે છે તેટલાએ પોતાના ધણીઓને પુરા માનયોગ્ય ગણવા, એ સારૂ કે દેવના નામની તથા ઉપદેશોની નિંદા ન થાય અને જેઓને વિશ્વાસી ધણીઓ છે એ ધણીઓ ભાઇઓ છે તે કારણથી તે દાસોએ તેમને ન

વખોડવા, પણ તેમની ચાકરી વિશેષ કરવી. કેમકે જેઓ ઉપકાર પામે છે તેઓ વિશ્વાસી તથા પ્રિય છે." ૧ તીમો. ૬. ૧–૨.

"દાસોને પોતાના ધણીઓને આધીન થવાને, સર્વ વિષે પ્રસન્ન કરનારા થવાને, આડા ન બોલવાને, ચોરી ન કરવાને પણ સર્વમાં વિશ્વાસુપણું દેખાડવાને બોધ કર; એ સારૂ કે તેઓ સર્વ વિષે આપણા તારનાર દેવના ઉપદેશને શોભાવે", તીતસ. ૨. ૯, ૧૦.

"ચાકરો, તમે પૂરા ભયથી પોતપોતાના ધણીઓને આધીન થાઓ, જેઓ સારા તથા નમ્ર છે કેવળ તેઓનેજ નહિ, પણ વળી કઠોરોને આધીન થાઓ." ૧ પીતર ૨, ૧૮,

## મંડળી.

૧૨૫. સ. મંડળી એટલે શું ?

જ. મંડળી એ દેવનું આત્મિક ઘર છે. ૧ તીમો. ૩. ૧૫. એટલે જે ઘર પત્થર કે ઈટનું બનેલું હોય છે તે નહિ પણ જે ઘર વિશ્વાસીઓનું થયેલું છે તે. હરેક વિશ્વાસી માણસ જેમાં પવિત્રાત્મા વસે છે તે આ ઘરનો એક પત્થર છે. ૧ પીત, ૨, ૫. મંડળી ખ્રીસ્તનું આત્મિક શરીર છે એટલે

ખ્રીસ્ત એ શરીરનું શીર છે અને હરેક ખ્રીસ્તી માણસ જેમાં પવિત્રાત્મા વસે છે તે એ શરીરનું અવયવ છે. કલો. ૧. ૧૮. ૧ કરીં. ૧૨. ૧૨-૧૪. ૨૭. દેવે હરેક જાત અને દેશમાંથી પાપીઓને પસંદ કર્યા અને તેઓને જોડીને તેણે તેમનું એકજ શરીર બનાવ્યું. મંડળી ખ્રીસ્તની કન્યા છે. એફે. ૫. ૨૨-૩૨.

૧૨૬. સ. મંડળી શી રીતે બની ?

જ. પવિત્રાત્માના આવવાથી. ખ્રીસ્તના મરણ પહેલાં પવિત્ર અથવા ઈમાનદાર લોક હતા પરંતુ ખ્રિસ્તનું શરીર શરૂ થયું ન હતું. દેવનાં સર્વ છોકરાં વિખરાએલાં હતાં. ખ્રીસ્ત મુઓ એ માટે કે દેવનાં છોકરાં જે વિખરાએલાં હતાં તેમને જમા કરે. જ્યારે ખ્રીસ્ત જગતમાં હતો ત્યારે પવિત્રાત્મા હિંયાં રહેવા આવી શકતો ન હતો જેમ લખ્યું છે કે "કાંજે હજી પવિત્રાત્મા અપાયો ન હતો, કેમકે ત્યાં લગી ઈશુ મહિમાવાન કરાયો ન હતો." યોહાન. ૭. ૩૯. પણ જ્યારે ખ્રીસ્ત પોતાનો પ્રાણ આપી, પોતાનું કામ પુરૂં કરી, મરી ગએલામાથી ઉઠયો અને આકાશમાં ગયો ત્યારે પવિત્રાત્મા મોકલવામાં આવ્યો. પવિત્રાત્માના આવવાથી દેવનાં વિખરાએલાં છોકરાં ભેગાં થયાં, તેઓ એક શરીર થયાં અને

મંડળી તેજ દિવસે એટલે પેન્ટેકોસ્ટને દિવસે શરૂ થઈ. મંડળીમાં સર્વ પ્રકારના લોક છે પરંતુ ખ્રીસ્તમાં સામેલ થવાથી કંઇ ફરક રહ્યો નથી. યહુદી કે વિદેશી, બ્રાહ્મણ કે ચમાર, મુસલમાન કે કાફર એક વખત ખ્રીસ્તમાં સામેલ થયા તો પછી કંઈ ફરક રહ્યો નહિ.

૧૨૭ સ. મંડળીઓ કેટલી છે ?

જ. મંડળી માત્ર એકજ છે. જેટલા ઇમાનદાર લોક આખી મંડળીમાં છે તે એકજ મંડળી છે. અને જેટલા ઇમાનદાર એકજ શેહેર અથવા ગામમાં છે તેઓ તે જગ્યાની મંડળી છે. જેમકે મુંબાઇની મંડળી કે કલકતાની મંડળી પણ તે એકજ મંડળી છે. "એક શરીર, એક આત્મા, એક પ્રભુ એક વિશ્વાસ, એક બાપ્તિસ્મા." એફે. ૪. ૪, ૫. દેવે સર્વ ઇમાનદારોને પવિત્રાત્માના વસીલાથી એકઠા કર્યા કે જે પ્રમાણે શરીર એક છે તેમ ઇમાનદાર પણ એક થાય. આ એકપણું પવિત્રાત્માથી છે અને તે દીલનું છે; પરંતુ આપણી ફરજ છે કે તે આપણે જાહેર રીતે બતાવીએ. ખ્રીસ્તે પ્રાર્થના કરી કે "હું એકલા તેઓને સારૂ નહિ, પણ તેઓની વાતથી મારાપર જે વિશ્વાસ કરશે, તેઓને સારૂ પણ વિનંતી કરૂં છું કે, તેઓ બધા એક થાય. એ

બાપ, જેમ તું મારામાં ને હું તારામાં, તેમ તેઓ પણ આપણામાં એક થાય, એ સારૂ કે તેં મને મોકલ્યો છે, એમ જગત વિશ્વાસ કરે" યોહાન ૧૭. ૨૦–૨૧.

થોડા દિવસ સુધી એવો હાલ રહ્યો. અને વિશ્વાસીઓનો સમુદાય એક અંતઃકરણનો તથા એક જીવનો હતો. પ્રેરીત. ૪; ૩૨. પણ અફસોસની વાત કે થોડા દિવસમાં વિશ્વાસીઓની અંદર ઝગડા, ફાટફુટ અને તડ થવા લાગ્યાં.

૧૨૮ સ. શું દેવના વચનમાં લખેલું છે કે તડ પાડશે?

જ. હા. લખ્યું છે કે "જરૂર છે કે તમારામાં તડાં પડે એ માટે કે જેઓ પસંદ છે તેઓ પ્રગટ થાય" ૧ કરીં. ૧૧. ૧૯.

૧૨૯ સ. હાલ મંડળીની શી હાલત છે?

જ. જુદા જુદા ફીરકાઓથી વિશ્વાસીઓ વિશ્વાસીઓથી જુદા પડી ગયા છે અને દેવના કામમાં ઘણું નુકશાન થયું છે, પવિત્રાત્મા દિલગીર થયો છે અને મંડળીને ઘણુ નુકશાન પહોંચ્યું છે. ખ્રીસ્તી લોક પણ પોતાનાં જુદાં જુદાં નામ લે છે તેથી બહારના લોક ઠોકર ખાય છે. લખ્યું છે કે "ભાઇઓ, હું આપણા પ્રભુ ઇશુખ્રીસ્તને નામે, તમારી વિનંતિ કરૂં છું, કે તમે સઘળા એક જ વાત બોલો, ને તમારામાં ફુટો ન થાય,

પણ એકજ મને તથા એકજ મતે મળેલા થાઓ. કેમકે, મારા ભાઇઓ, તમારા સંબંધી કેટલાએકના ઘરનાઓમાંથી મને માલમ થયું, કે તમારામાં કજીઆ છે હવે હું એ કહું છું કે તમારામાંનો હરેક કહે છે કે હુંતો પાઉલનો, ને હું અપોલાનો, ને હું કેફાનો, ને હું ખ્રીસ્તનો. શું ખ્રીસ્ત વિભાગેલો છે? શું પાઉલ તમારે સારૂ વધસ્તંભે જડાયો? અથવા શું તમે પાઉલને નામે બાપ્તિસ્મા પામ્યા?" ૧ કરી. ૧. ૧૦–૧૩.

૧૩૦ સ. આવી હાલત શી રીતે થઈ છે?

જ. લખ્યું છે કે "એવો વખત આવશે કે જેમાં તેઓ શુદ્ધ ઉપદેશને નહિ ખમશે; પણ કાન ખજવાળતાં પોતાની ઇચ્છાઓ પ્રમાણે પોતાને સારૂ ઉપદેશકો એકઠા કરશે; ને તેઓ સત્યથી કાન ફેરવશે, ને કહાણીઓ ભણી ફરશે" ૨ તીમો. ૪; ૩, ૪.

૧૩૧. સ. આવી હાલતનો શો ઉપાય છે?

જ. તમામ મંડળીને વાસ્તે કોઈ ઉપાય નથી, પરંતુ જ્યારે ખ્રીસ્ત આવશે ત્યારે તે પોતેજ તેનો ઉપાય કરશે. પરંતુ જે આજ્ઞાકારી છે તે પોતાને આ સર્વ વાતોથી અલગ કરશે, "પણ પ્રભુનું નામ શુદ્ધ હૃદયથી લેનારાઓની સાથે ન્યા-

ચીપણા, વિશ્વાસ, પ્રેમ, શાંતીની પાછળ લાગ"
રતીમો. ૨. ૧૯-૨૨.

જે આજ્ઞાકારી છે તે આ વાતોને લીધે ઘણો પસ્તાવો કરશે અને દેવની આગળ રડીરડીને પોતાનું પાપ કબુલ કરશે. તે દેવની પ્રાર્થના કર્યા કરશે કે "હે બાપ તારી પવિત્ર મંડળીમાં ગડબડાટ થઈ રહ્યો છે, મને શીખામણ દે કે મારે કયે રસ્તે ચાલવું."

ખ્રીસ્તની સ્તુતી થાઓ કેમકે તેણે કહ્યું છે કે "જ્યાં બે કે ત્રણ મારે નામે એકઠા કરાએલા હોય ત્યાં તેઓની વચમાં હું છું." માત્થી. ૧૮ ૨. એટલે ગમે તેટલો ગડબડાટ થએલો હોય તો પણ ફક્ત જો બે કે ત્રણ સર્વ વાતોને છોડીને માત્ર ખ્રીસ્તના નામમાં એકઠા થશે તો ખ્રીસ્ત વચમાં હશે અને તે તેઓને વાસ્તે સર્વ કંઈ કરશે.

## સેવક.

૧૩૨. સ. દેવના સેવક કોણ છે?

જ. જેટલા વિશ્વાસી છે તે સર્વ દેવના સેવક કે દેવના ગુલામ છે. દેવ કોઇને કામ વગર રાખતો નથી. બધાએ આ પ્રાર્થના કરવી જોઇએ કે "હે બાપ મને બતાવ કે તારી સેવા હું શી રીતે

કરૂં, તારૂં કામ શી રીતે કરૂં, અને તારો મહિમા શી રીતે કરૂં? કોઈ એવો નબળો નથી કે કંઈ કરી શકે નહિ, કોઈ એવો ગરીબ નથી કે કાંઈ આપી શકે નહિ. પરંતુ જો કોઇ એવો માંદો હોય કે હર વખત પડયો રહે અને એવો ગરીબ હોય કે બીજાઓની મદદથી ગુજરાન ચલાવે તો પણ તે દેવની સેવા કરી શકે છે, મુખ્યત્વ કરીને પ્રાર્થના કરવાથી. એક વખત એવું થયું કે "ઇશુએ ઉચું જોઇને શ્રીમંતોને ધર્મ ભંડારમાં પોતાનાં દાન નાંખતા દીઠા. ને એક દરિદ્રી વિધવાને પણ તેમાં બે પઇ નાંખતી દીઠી, ને તેણે કહ્યું કે, હું તમને સાચું કહું છું કે આ દરિદ્રી વિધવાએ સઘળાં કરતાં વત્તું નાંખ્યું. કેમકે એ સહુએ પોતાના વધારામાંથી દેવના દાનોમાં કંઇ નાંખ્યું, પણ એણીએ પોતાની તંગીમાંથી જે તેની ઉપજીવીકા હતી. તે બધી નાંખી." લુક ૨૧. ૧–૪.

૧૩૩. સ. એ સિવાય કોઈ ખાસ સેવક છે?

જ. હા. "ખ્રીસ્તે ઉપર ચડીને માણસોને દાન આપ્યાં, કેટલાએકને પ્રેરિતો, કેટલાએકને ભવિષ્યવાદીઓ, કેટલાએકને સુવાર્ત્તિકો ને કેટલાએકને પાળકો તથા ઉપદેશકો આપ્યા." એફે. ૪; ૧૧

૧૩૪. સ. એ લોકોને મુકરર કરવાને મંડળીને શું કંઈ અખત્યાર છે?

જ. બીલકુલ નહિ. મંડળી અથવા કોઈ માણસોને કંઈ અખત્યાર નથી કે તેમને મુકરર કરે.

૧૩૫. સ. આ લોકનું શું કામ છે?

જ. પ્રેરિત ખાસ લોક હતા જેઓએ પ્રભુ ઈશુખ્રીસ્તને જોયો. તેઓને ખાસ અખત્યાર આપવામાં આવ્યો હતો. પ્રથમ બાર પ્રેરિત હતા પછી બીજા બે એટલે બારનાબાસ તથા પાઉલ મુકરર થયા.

જે લોકોને દેવ તરફથી ખાસ ખબર આપવામાં આવતી હતી તેઓ ભવિષ્યવાદી કહેવાતા હતા.

જે લોકો વિદેશી અને અવિશ્વાસી લોકોને સુવાર્ત્તા પ્રગટ કરે છે તેઓ સુવાર્તિક છે.

જે લોકો નબળા ખ્રીસ્તી લોકોને પાળે છે, દુખીઆરાને દિલાસો આપે છે, પડી ગએલાઓને ઉઠાડે છે અને ઘેર ઘેર જઈ સર્વેને બોધ કરે છે તેઓ પાળક છે.

ખ્રીસ્તી લોકોને જેઓ બોધ કરે છે તેઓ ઉપદેશક છે. મંડળીને ફાયદો પહોંચાડવાનું તથા ખ્રીસ્તનું શરીર બનતું જાય એવું કરવાનું સર્વેનું કામ છે. પ્રેરીત તથા ભવિષ્યવાદી જે મંડળીના પાયાને વાસ્તે

હતા તેઓ ગુજરી ગયા છે. એફે ૨; ૨૦. તેઓની જગ્યાપર બીજા પ્રેરિતો તથા ભવિષ્યવાદીઓ મોકલવામાં નથી આવ્યા, સુવાર્તિકો તથા પાળકો તથા ઉપદેશકો ખ્રીસ્તના આવવા સુધી રહેશે.

૧૩૬ સ. શું જુઠા સેવકો પણ છે?

જ. હા. ૨ કરીં. ૧૧. ૧૩ જુઓ. ખ્રીસ્તે પણ કહ્યું કે "જુઠા ઉપદેશકો જે ઘેટાંને વેશે તમારી પાસે આવે છે, પણ માંહે ફાડી ખાનારાં વરૂ છે, તેઓ સંબંધી તમે સાવધાન રહો," માત્થી, ૭; ૧૫.

૧૩૭ સ. જુઠા સેવકો શી રીતે ઓળખાય?

જ. "તેઓના ફળથી તમે તેઓને ઓળખશો. શું લોકો કાંટાના ઝાડ પરથી દ્રાક્ષ, અથવા ઊંટકટારીપરથી અંજીર તોડે છે? તેમજ હરેક સારૂં ઝાડ સારાં ફળ આપે છે, ને ખરાબ ઝાડ નઠારાં ફળ આપે છે. સારૂં ઝાડ નઠારાં ફળ આપી શકતું નથી, ને ખરાબ ઝાડ સારાં ફળ આપી શકતું નથી. હરેક ઝાડ જે સારૂં ફળ નથી આપતું તે કપાય છે, ને અગ્નિમાં નંખાય છે. તે માટે તેઓનાં ફળથી તેઓને તમે ઓળખશો." માત્થી. ૭. ૧૫, ૨૦.

૧૩૮ સ. શું કોઇ બીજી જાતની સેવાઓ છે?

જ. હા છે, ચમત્કાર કરવા, જુદી જુદી ભાષાઓ બોલવી, પેશવાઇ કરવી, મદદગાર થવું વિગેરે. પરંતુ ચમત્કાર કરવાનાં અને જુદી જુદી ભાષાઓ બોલવાના દાન ગુજરી ગયાં છે.

૧૩૯ સ. અધ્યક્ષનું કામ કરવાને કોણ લાયક છે?

જ. જેનામાં અધ્યક્ષની નિશાણીઓ માલમ પડે છે તે એ કામ કરી શકે. એવો માણસ "નિર્દોષ એક સ્ત્રીનો વર, સાવધાન, સુબુદ્ધિવાન, વ્યવસ્થિત, આતિથ્ય કરનાર, શીખાડી શકે એવો, મદ્યપી નહિ, મારનાર નહિ પણ સહનશીળ, કજીઆ કરનાર નહિ, દ્રવ્યલોભી નહિ, પોતાનાં ઘરનાને સારી રીતે ચલાવનાર, પોતાનાં છોકરાંને સર્વ ગંભીરપણાથી આધીન રાખનાર એવો હોવો જોઇએ. કેમકે જો કોઈ પોતાનાં ઘરનાંને ચલાવી જાણતો નથી, તો તે દેવની મંડળીની સંભાળ કયી રીતે કરશે? નવો શીષ્ય નહિ, રખે તે ફુલીને શેતાનની શિક્ષામાં પડે. વળી જરૂર છે કે, એના વિષે બહારનાઓની તરફથી સારી સાહેદી હોય, એ સારૂ કે તે અપમાનમાં તથા સેતાનના ફાંદામાં ન પડે." ૧ તીમો. ૩. ૨–૭.

૧૪૦. સ. શું હાલ કોઇનો અખત્યાર કોઇને અધ્યક્ષ ઠરાવવાનો છે ?

જ. નહિ. મંડળીની વિખરાએલી હાલત અને જુદા જુદા ફીરકાઓના કારણથી અધ્યક્ષ અથવા વડીલ મુકરર કરવાનો કોઇનો અખત્યાર રહ્યો નથી.

૧૪૧. સ. ત્યારે આ તમામ બ્યાનથી શો ફાયદો છે ?

જ. ઘણો ફાયદો છે. કેમકે જો કે એવા લોકોને મુકરર કરવાનો અખત્યાર રહ્યો નથી તો પણ જેઓમાં આવા ગુણ મળી આવે છે તેઓ ગરીબી તથા નમ્રતાથી દેવના મહિમાને વાસ્તે હમેશાં અધ્યક્ષનું કામ કરે; વળી જરૂર છે કે બીજા ખ્રીસ્તી લોક એવાઓના હુકમમાં રહે.

૧૪૨. સ. સેવકોનું ગુજરાન શી રીતે ચાલે ?

જ. એને વાસ્તે બે રસ્તા છે. ઉત્તમ રસ્તો એ છે કે સેવક પોતાના હાથથી કામ કરીને પોતાનું ગુજરાન ચલાવે. પણ જો તે કહે કે હું આખો દિવસ પ્રાર્થના તથા ઉપદેશ કર્યા કરીશ તો કોઈ માણસની તરફ નજર રાખ્યાવગર તે એ કામ કર્યા કરે અને પોતાના ગુજરાનને વાસ્તે પ્રભુપર ભરોસો રાખે.

પરંતુ સર્વ ખ્રીસ્તીઓની ફરજ છે કે એવા માણ-

સોની હરપ્રકારે મદદ કરે અને ખુશીથી પોતાની સંપતીમાંથી તેમને આપે.

## શીખામણ તથા કેળવણી.

૧૪૩. સ. મંડળીમાંથી બગાડ દૂર કરવાને દેવે શા હુકમુ આપ્યા છે ?

જ. મંડળી ખ્રીસ્તનું શરીર છે અને દરેક અવયવની ફરજ છે કે બીજા અવયવોની મદદ કરે અને એવું પણ પ્રયત્ન કરે કે શરીરમાં કંઈ બગાડ ન આવે.

લખ્યું છે કે "પણ જ્યાં સુધી આજ કહેવાય છે, ત્યાં સુધી તમે હરેક દહાડે એક બીજાને સુબોધ કરો; એ માટે કે પાપના કપટથી તમારામાંનો કોઇ કઠણ ન થાય." હેબ્રુ. ૩. ૧૩. "એક બીજાને સુબોધ કરિયે, ને જેમ જેમ તમે તે દહાડો પાસે આવતો દેખોછો તેમ તેમ વધતું કરો" હેબ્રી. ૧૦; ૨૫. "અમે તમારી વિનંતી કરિયે છિયે કે તમે અડીએલોને બોધ કરો, બિહીકણોને ઉત્તેજન આપો, અબળોનો આધાર થાઓ. સઘળાની સાથે સહનશીળ થાઓ." ૧ થેસા. ૫; ૧૪. "હું પોતે નિશ્ચે જાણું છું કે તમે પોતે સારાપણાએ પૂર્ણ, સર્વ જ્ઞાને ભ-

૨પુર, ને એક બીજાને ચેતાવવાને સારૂ તમે શક્તિમાન છો " રૂમી. ૧૫; ૧૪. આ વાતો પ્રમાણે ચાલવાની હરેક વિશ્વાસીને માથે ફરજ છે. વળી જેઓ અધ્યક્ષપણું કરે છે તેઓને માથે ફરજ છે કે તેઓ આડા અમથા બોલનારા તથા ઠગનારાઓનાં મોહો બંધ કરે, ભુંડાં કામ કરનારાઓને સખ્ત ઠપકો આપે તીતસ ૧. ૧૦. ૧૧. સઘળાઓની સંભાળ લે અને તેમનાપર દેખરેખ રાખે.

વળી જો કોઈ દેવની વાતો ન માને તો તેને ધારી રાખો ને તમે તેની સાથે મળતા ન જાઓ એ માટે કે તે શરમાય. તો પણ તેને શત્રુના જેવો ન ગણો, પણ ભાઈના જેવો તેને બોધ કરો. ૨ થેસા. ૩. ૧૪, ૧૫. જો કોઈ ખ્રીસ્તી ભુંડું કામ કરનાર હોય અને પોતાની ભુંડાઇનો પસ્તાવો ન કરે તો તેની ભુંડાઇ સાબીત થયાપર તે વચમાંથી દૂર કરવામાં આવે. ૧ કરીં; ૫; ૧૩. દેવે આવી વાતો મુકરર કરી રાખી છે એ માટે કે મંડળીમાંથી ભુંડાઈ દૂર થાય. પણ આ કાયદો દુષ્મનીથી અમલમાં કદિ લાવવો નહિ. પણ તેનો ઉપયોગ પ્રીતિ તથા સહનતાની સાથે કરવો જોઇએ. પ્રથમ ઘણી મહેનત કરવી કે જે માણસે ગુનો કર્યો હોય તે યથાસ્થિત થાય પણ જ્યારે

કંઇ વળે નહિ તો લાચારીથી મંડળીની સફા-
ઇને સારૂ તે માણસને વચમાંથી દૂર કરવો.

## સુવાર્ત્તાનો ફેલાવો.

૧૪૪. સ. સુવાર્ત્તા શી રીતે ફેલાવવી જોઇએ ?

જ. પ્રભુનો હુકમ એ છે કે "તમે આખા જગતમાં જઇને સર્વ માણસોને સુવાર્ત્તા પ્રગટ કરો" માર્ક ૧૬: ૧૫.

આ હુકમ મુખ્યત્વ કરીને સુવાર્ત્તિકોને વાસ્તે છે તોપણ હરેક પોતાને એવો સવાલ પૂછે કે **શું** દેવે આ કામ મને સોંપ્યું છે કે નહિ ? એ ઉપ-રાંત હરેક માણસના દિલમાં એવો શોખ ઉત્પન્ન થવો જોઇએ કે સર્વ લોક સુવાર્ત્તા સાંભળીને તારણ પામે. હરેકની ફરજ છે કે તે સર્વની આગળ ખ્રીસ્તનું નામ કબુલ કરે. તે સગાં, મીત્રો તથા પાડોસીઓને તારણનો રસ્તો બતાવે તથા સુવાર્ત્તા સંભળાવનારાઓને તથા સાંભળ-નારાઓને વાસ્તે હમેશાં પ્રાર્થના કરે. જો હરેક ખ્રીસ્તી માણસ સુવાર્ત્તા ફેલાવવાને શોખ રાખત તો સુવાર્ત્તા કેટલી જલદી ફેલી જાત, પણ અફ-સોસની વાત છે કે ખ્રીસ્તી લોક આ કામમાં ઘણા સુસ્ત છે.

## મંડળીની ઉમેદ.

૧૪૫. મંડળીની ઉમેદ શી છે ?

જ. મંડળી ખ્રીસ્તની કન્યા છે અને વર જલદી

આવે તે સિવાય કન્યાની ઉમેદ શી હોઇ શકે છે? જરૂર છે કે આપણે હમેશાં ખ્રીસ્તના આવવાની વાટ જોઇએ અને હમેશાં એવો શોખ રાખિએ કે તે જલદી આવે તથા હરવખત આપણે એવી કોશીશ કરવી કે જ્યારે તે આવે ત્યારે આપણી સર્વ વાતોને તે દુરસ્ત જુએ

૧૪૬ સ. ખ્રીસ્તના આવવામાં તથા મરણમાં શો ફરક છે?

જ. જ્યારે કોઈ વિશ્વાસી મરણ પામે છે ત્યારે નિ-સંદેહ તેનો આત્મા ઇશુની પાસે જાય છે અને તે સુખ પામે છે પણ જ્યાં લગી ખ્રીસ્ત ના આવે અને ખ્રીસ્તીઓને નવાં શરીર ન આપે ત્યાં લગી પુરૂં સુખ ન થશે.

એ ઉપરાંત જ્યારે પ્રભુ આવશે ત્યારે દેવની તમામ મતલબ તથા તેનો મહિમા જાહેર થશે અને પ્રભુ પોતાના જીવના દુઃખનું ફળ જોઇને તૃપ્ત થશે, માટે જરૂર છે કે આપણે એના આવવાની વાટ જોતા રહિયે.

૧૪૭. સ. ખ્રીસ્ત શી રીતે આવશે ?

જ. "કેમકે સાદથી, પ્રમુખ્ય દુતની વાણીથી તથા દેવના રણશીંગડાથી પ્રભુ પોતે આકાશથી ઉતરશે? ને ખ્રીસ્તમાં જેઓ મુએલા તેઓ પહેલા ઉઠશે. પછી આપણ જીવતા રહેનારા, ગગનમાં પ્રભુને મળવા સારૂ તેઓની સાથે વાદળોમાં તણાઈ જઇશું, ને તેમજ સદા પ્રભુની

સાથે થઇશું." ૧ થેસા. ૪. ૧૬, ૧૭.

દુનિયા કાયમ રહેશે, માત્ર વિશ્વાસી ઉપર જશે. તેઓને પ્રભુ આકાશમાં લઇ જશે અને ત્યાં હલવાનનું ( ખ્રીસ્તનું ) લગ્ન થશે.

એ દરમિયાનમાં જગતપર એવાં દુઃખ આવસે કે જેવાં પહેલાં આવ્યાં ન હતાં અને ફરી આવશે નહિ. કેટલાક વખત પછી ખ્રીસ્ત પોતાના પવિત્ર લોક સાથે દુનિયામાં આવશે અને તે વખત તે જુઠા અને ભુંડા લોકોને નરકમાં નાખશે અને દુનિયાને સાફ કરીને તખ્તપર બેસશે અને ઇનસાફ પ્રીતિ તથા મહોબત સહિત જગતપર રાજ્ય કરશે. તે વખતે આખી દુનિયાપર પુરો આરામ થશે અને એવા આશીર્વાદો મળશે કે જેનું વર્ણન થઈ શકે નહિ. આ પ્રમાણે હજાર વરસ સુધી તે રાજ્ય કરશે. ત્યારપછી જેટલા લોક ખ્રીસ્તના આવવા પેહેલાં મરણ પામ્યા હતા તેઓ ઉઠશે તેઓનો ઇનસાફ થશે અને તેઓ નરકમાં નંખાશે. જમીન ભસમ થશે અને નવી જમીન થશે અને સર્વે વાનાં નવાં થશે. મરણ, દુઃખ, તથા રોગ સર્વ ટળી જશે. માત્ર સમાજ રહેશે. મંડળી હરવખત ખ્રીસ્તની કન્યા રહેશે અને તેની પ્રીતિ તથા તેના મહિમાથી ભરપુર તથા ખુશીમાં તે હમેશાં રહેશે, આમીન.

## સમાપ્ત.

આ પુસ્તકના પ્રસિદ્ધ કરનાર પાસે
નિચેનાં પુસ્તકો પણ મળશે.

---

૧. દેવની મંડળી...કિંમત રૂ. [illegible]

૨. પાપોની માફી.... ,, ,, ૦—૦—૪

૩. ચાર મૂર્ખો...... ,, ,, ૦—૦—૪

૪. સહિસલામતી, નિશ્ચયતા
તથા સુખાનુભવ. ,, ,, ૦—૧—૦

૫. સત્ય શું છે? ... ,, ,, ૦—૨—૦

૬. ભક્તિની રીત. ,, ,, ૦—૦—૬

---